‘સસ્તું’ સાહિત્ય’ એટલે ‘ઊંચામાં ઊંચું’ સાહિત્ય’

# અવધૂત ગીતા

( ભગવાન દત્તાત્રેયપ્રણીત )



અનુવાદક :

શાસ્ત્રી પ્રતાપરાય પ્રજારામ ભટ્ટ



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



એક રૂપિયો

# પ્રકાશકનું નિવેદન

અદ્વૈત એ અધ્યાત્મવિદ્યાનું છેલ્લું પગથિયું છે. ત્યાં પહોંચ્યા પછી બીજાં સાધનો બિનજરૂરી થઇ જાય છે. પણ તે ઈશ્વરના અનુગ્રહથી જ પ્રાપ્ત થાય છે, એ મહાન સત્ય આ ગીતાના પ્રથમ શ્લોકમાં જ કહેલું છે. અદ્વૈત એટલે ઈશ્વર સાથેની એકતા—એ વિચારથી ભડકવાની જરૂર નથી. ભક્તિની એ પરાકાષ્ઠા છે અને તે ગીતામાં પણ ચોક્કસ બતાવવામાં આવી છે. જે શાશ્વત અવ્યયપદ પરમેશ્વરના પ્રસાદથી મળે છે તે જ આ:

**भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।**
**ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥**

ગીતા અ. ૧૮, શ્લો. ૫૬

અર્થાત્ હું જેટલો (પરિણામવાળો) તથા જે (સ્વરૂપવાળો) છું તેવા મને (જ્ઞાની) ભક્તિ વડે યથાર્થ જાણે છે; તેથી મને યથાર્થ જાણીને તે પછી મારામાં પ્રવેશે છે.

આમ ઈશ્વરમાં પ્રવેશ કરવો એ જ અદ્વૈતની ભાવનાનું ફળ છે. એટલે ભક્તિ, જ્ઞાન અને યોગ વગેરે સાધનો જુદાં જુદાં હોઇ એ સર્વનું અંતિમ ધ્યેય તો એક જ છે.

યોગવિદ્યા-બ્રહ્મવિદ્યાના સાહિત્યમાં અગ્રસ્થાન ધરાવનારા, આધારભૂત અને સર્વમાન્ય એવા આ પુસ્તક 'અવધૂત ગીતા'નું પ્રકાશન કરતાં અમને હર્ષ થાય છે. વિષય મુશ્કેલ છે, પણ જે અભ્યાસ અને ધ્યાનથી મચ્યા રહે છે તેને ઈશ્વર—જેમ તુકારામ મહારાજ કહે છે તેમ—'હાથ પકડીને' આગળ લઈ જાય છે.

ભગવાન દત્તાત્રેય (અવધૂત) બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રિપુટીના અંશાવતાર મનાયા છે. તે મહાન ઋષિ હતા. સમર્થ શિક્ષક હતા. છેવટની જ વાતો તેમણે આ ગ્રંથમાં ઉપદેશી છે; તે જગતમાં આધ્યાત્મિક વિષયોમાં ગોથાં ખાતા મુમુક્ષુઓને સન્માર્ગે લઈ જવાની તેમની દયા અને અનુકમ્પાનું પરિણામ છે.

શ્રીમદ્ ભાગવતના ત્રીજા અધ્યાયમાં દત્તાત્રેય (જે અવધૂત તરીકે પણ જાહેર થયેલા છે) તેમને માટે લખ્યું છે કે, "છઠ્ઠા અવતારમાં અત્રિઋષિની પ્રાર્થનાને લીધે અનસૂયાથી તેમના પુત્રપણે (દત્તાત્રેય તરીકે) ઉત્પન્ન થયા અને અલર્ક રાજાને તથા પ્રહ્લાદ વગેરેને આત્મવિદ્યાનો ઉપદેશ કર્યો."

આ ઉપદેશ એ જ 'અવધૂત ગીતા' છે, એમ અમારું માનવું છે. દત્તાત્રેય (છઠ્ઠો અવતાર), મત્સ્ય (દસમો), વારાહ (અગિયારમો), નૃસિંહ (ચૌદમો), વામન (પંદરમો), એની પણ ઘણો કાળ પહેલાંનો હતો. વ્યાસ (સત્તરમો), રામચંદ્ર (અઢારમો), કૃષ્ણ (વીસમો) અને બુદ્ધ (એકવીસમો) એ સર્વ તો પછીથી ઘણે સમયે થયા, એમ ભાગવતમાં વર્ણન આપેલું છે. એટલે ધર્મ-શાસ્ત્રોમાં અત્યંત પ્રાચીન અને આદિ શિક્ષણ 'અવધૂત ગીતા'નું છે એમ કહી શકાય.

'દત્ત અને પરશુરામ' નામના સ્વામીશ્રી કૃષ્ણાત્મજજીના ઉત્તમ ગ્રન્થમાં ત્રિપુરારહસ્યમાં અપાયલો ભગવાન દત્તાત્રેયનો ઉપદેશ આ સંસ્થાએ પ્રસિદ્ધ કર્યો છે; તેનાથી પ્રજાના મુમુક્ષુ-વર્ગમાં ઘણો સંતોષ જાહેર કરવામાં આવ્યો હતો.

કાલીકમલીવાળા સ્વામી વિશુદ્ધાનંદજીના એક અદ્ભુત ગ્રન્થ 'પક્ષપાત રહિત અનુભવપ્રકાશ'માં 'પ્રહ્લાદઆખ્યાન' નામનું પ્રકરણ આવા જ ઉપદેશોથી ભરેલું છે અને અવધૂતે પ્રહ્લાદને આપેલું શિક્ષણ તેમાં આલેખેલું છે. આ સંવાદો કલ્પિત

હોઈ ઐતિહાસિક નથી, પણ વેદાંતના એક મહાન પારંગત યોગીએ લખેલા હોઇ તેમાંથી થોડોક ભાગ અમે આ ગ્રંથની છેવટે પરિશિષ્ટ તરીકે જોડ્યો છે, તે જિજ્ઞાસુઓને જરૂર ઉપયોગી થઈ પડશે.

આમાંનો આઠમો અધ્યાય સ્ત્રીઓ પ્રત્યે આત્યંતિક ઘૃણા દર્શાવનારો હોઈ અમને તે ક્ષેપક લાગે છે; કેમકે ગ્રન્થના બીજા ભાગો સાથે તે અસંગત દેખાય છે. તેમાંથી ત્રણેક શ્લોક તથા તેનું ભાષાંતર ભાષાદોષવાળું જણાવાથી છોડી દેવામાં આવ્યું છે.

ગુરુ દત્તાત્રેયના જીવનના પ્રસંગોનો ઇતિહાસ બહુ થોડો મળે છે. જે મળે છે તે આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલા "હિન્દના આચાર્યો" નામના પુસ્તકમાં અપાયલો છે. બીજાના દોષ જરાયે ન જોતાં તેમાંથી માત્ર ગુણ હોય તે જ ગ્રહણ કરવો એ શિક્ષણને પરિણામે, ભગવાન દત્તે માનેલા ચોવીસ ગુરુઓ અને તેમના જીવનમાંથી શો ઉપદેશ તેમણે ગ્રહણ કર્યો, વગેરે વિગતો તે પુસ્તકમાંથી વાચકને વિસ્તારથી મળશે.

મુંબઈ }
તા. ૧૦-૬-૪૪ }

સસ્તું સાહિત્ય મુદ્રણાલયના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

# અનુવાદકનું નિવેદન

लब्ध्वा सुदुर्लभमिदं बहुसम्भवान्ते
मानुष्यमर्थदमनित्यमपीह लोके ।
तूर्णं यतेत न पतेदनुमृत्यु याव
न्निःश्रेयसाय विषयः खलु सर्वतः स्यात् ॥
(श्रीमद् भागवत स्कंध ११, अ. ९, श्लोक २९.)

અર્થ—ઘણા જન્મોના અંતે આ મનુષ્યદેહ મળે છે, જે મનુષ્યદેહ નાશવંત હોવા છતાં પણ પુરુષાર્થ આપનાર છે, તેને દૈવેચ્છાથી સંપાદન કરી ધીર પુરુષે તે દેહ જ્યાં સુધી પડે નહિ, તેટલામાં તરત કલ્યાણ માટે પ્રયત્ન કરવો. વિષયનું સુખ તો પશુ, પંખી વગેરેના જન્મોમાં પણ મળે છે, તે સારુ પ્રયત્ન કરવો નહિ.

પ્રભાસક્ષેત્રમાં યાદવાસ્થળી થયા પછી, ભગવાન શ્રીકૃષ્ણ પોતાનું અવતારકાર્ય પૂર્ણ થતાં, સ્વધામમાં પધારતા હતા. તે સમયે પોતાના પરમ ભક્ત ઉદ્ધવજીને ઉપર જણાવેલો છેલ્લો ઉપદેશ આપતાં કહેલું કે, "પશુ વગેરેના શરીરમાં પણ હિત તથા અહિત સમજવા માટે જીવ પોતે જ પોતાનો ગુરુ બને છે. મનુષ્યો તો પ્રત્યક્ષ અને અનુમાન–પ્રમાણો વડે પોતાનું હિતાહિત તરત સમજી શકે છે. મનુષ્ય પોતે જ પોતાને વિષયવાસનામાંથી બહાર કાઢી શકે છે. તેને ગુરુના ઉપદેશની કંઈ જરૂર રહેતી નથી. સંશય અને વિપરીત વાસના દૂર થઈ જતાં જ પોતાની મેળે જ્ઞાનપ્રાપ્તિ થાય છે." એ પ્રમાણે દત્તાત્રેયે પોતે પોતાની મેળે જ પૃથ્વી, વાયુ, આકાશ, આદિ ચરાચર પદાર્થોનું બારીક નિરીક્ષણ કરી, તેને પોતાના ગુરુ માનીને, તેઓના અનુકરણીય શ્રેષ્ઠ ગુણો ગ્રહણ કરીને પરમાત્મજ્ઞાનપૂર્વક અવધૂત પદવી પ્રાપ્ત કરી હતી.

આ અમૃતમય ઉપદેશમાં ભવબંધનમાંથી મુક્તિ પ્રાપ્ત કરવા માટે સુંદર માર્ગદર્શન છે. તેવું જ પણ વિશેષ માર્ગદર્શન, અને બ્રહ્મપ્રાપ્તિનો સુનિશ્ચિત ઉપાય, આ અવધૂતગીતામાં, દત્તગુરુએ સર્વલોકહિતાર્થે સારી પેઠે સમજાવેલ છે, જે પ્રત્યેક પાઠકને ગ્રંથનો પાઠ કરતાં અનુભવમાં આવ્યા વગર રહેશે નહિ.

અવધૂત ગીતા એટલે અવધૂતે ગાયેલી ગીતા. અવધૂત એટલે જગતની સર્વ જંજાળોને છેદીભેદીને બિલકુલ મુક્ત થયેલો મસ્ત ફકીર. અવધૂત કોને કહેવો, અને તેનાં લક્ષણો શું, તેનું સ્પષ્ટ નિરૂપણ આ ગીતાના આઠમા અધ્યાયના છઠ્ઠાથી નવમા શ્લોકોમાં આપવામાં આવેલ છે, તે ઉપરાંત શ્રી અવધૂત ઉપનિષદમાં નીચે પ્રમાણે લાક્ષણિક વ્યાખ્યા આપેલી છે—

**अक्षरत्वात् वरेण्यत्वात् धूतसंसारबन्धनात् ।**
**तत्त्वमस्यर्थसिद्धत्वात् अवधूतोऽभिधीयते ॥ १ ॥**
**यो विलंघ्याश्रमान्वर्णानात्मन्येव स्थितः पुमान् ।**
**अतिवर्णाश्रमी योगी अवधूतः स उच्यते ॥ २ ॥**

અર્થ—અક્ષરપણાથી અર્થાત્ અવિનાશીપણાથી આત્મસ્વરૂપ શિવ-વિષ્ણુસ્વરૂપ બની જવાના કારણે, વરેણ્યપણાથી અર્થાત્ પસંદ કરવા યોગ્ય અતિ ઊંચી જ્ઞાનદશાની પ્રાપ્તિ થવાના કારણે, સંસારનાં સર્વ બન્ધનોને ફગાવી દઈને મસ્તરામ બની જવાના કારણે, અને **तत्त्वमसि** 'તે તું છે' અર્થાત્ આત્મસ્વરૂપ ચેતનબ્રહ્મ તે તું જ છે, એવા અર્થજ્ઞાનની સિદ્ધિ પ્રાપ્ત થવાના કારણે, અવધૂત કહેવાય છે. (૧) જે પુરુષ વર્ણોના તથા આશ્રમોના ધર્મોને ઓળંગીને પોતાના આત્મામાં સ્થિત થયેલો છે, એવો વર્ણો તથા આશ્રમોના ભેદોની પાર નીકળી ગયેલો આત્મજ્ઞાનમાં જોડાયલો જોગી અવધૂત કહેવાય છે. (૨)

આ અવધૂત ગીતા એવા જ્ઞાનમસ્ત કેવલ બ્રહ્મનિષ્ઠ ભગવાન દત્તાત્રેયજીએ ગાયેલી-કહેલી હોવાથી તેમના જેવા બ્રહ્માનંદના રંગે રંગાયલા અવધૂત પદવીની પ્રાપ્તિ સારુ પ્રયત્નપરાયણ યતિઓ માટેની સાધન-જ્ઞાન-સામગ્રીથી ભરપૂર હોય તેમાં નવાઈ

ના મથાળે પહોંચ્યા પછી મોટું શિખર અંબા માતાજીનું આવે છે. તે મૂકીને આગળ વધતાં સર્વથી ઊંચું બીજું શિખર અવધૂત ગોરક્ષનાથજીનું આવે છે. ત્યાંથી આગળ જતાં, જાણે કે પર્વતને ભેદીને લગભગ એકદમ સીધું આકાશમાં ઊંચું ઊભેલું દત્તગુરુનું શિખર દેખાય છે. તે શિખર પર આ અવધૂત ગીતાના કહેનાર ગુરુ દત્તાત્રેયનાં પગલાં એક નાની સરખી ડેરીમાં છે. શિખરની નીચેના ભાગમાં એક બાજુ પર દત્તના કમંડલુ સરખો કમંડલકુંડ આવેલો છે. શિખર ઉપરનો ચઢાવ બહુ જ સીધો હોવાથી ઉપર ચઢનારને જરા નજરચૂક થતાં અથવા પવનના સખ્ત ઝપાટાથી નીચે ખાઇમાં ગબડી પડવાનો ભય પ્રતિપળે રહે છે. તે છતાં, અસંખ્ય યાત્રાળુઓ હૃદયના ભરપૂર ભક્તિભાવ સાથે, ભારતવર્ષના ભિન્ન ભિન્ન ભાગોમાંથી પરિશ્રમની પરવા નહિ કરતાં એ ઉત્તુંગ શિખર 'જય ગિરનારી,' 'બમ્ ગિરનારી,' 'ગિરનારી ભરોસા ભારી,' વગેરે ગર્જનાઓ કરતા દત્ત ગુરુની પાદુકાઓનાં દર્શનપૂજન માટે ચાલ્યા આવે છે. એટલું જ નહિ પણ દર વર્ષે કાર્તિક શુદિ એકાદશી (દેવદિવાળી)થી પૂર્ણિમા સુધી આસપાસની લીલી ખીણોના રળિયામણા વનપ્રદેશોમાં ફરીને દત્તધામ ગિરનારની પરિક્રમા કરીને લાખો યાત્રાળુઓ પોતાનો જન્મારો સફળ થયો એમ માને છે. આ ભાષાંતર કરનારે સાધુ, સંતો, જોગી મહાત્માઓને—

ગંગા ન્હાય ન ગોમતી, ચઢે ન ગઢ ગિરનાર,
તીનોં પન ઐસે ગયે, ગયે જમાનો હાર,

એમ બોલતા પોતાનો જન્મારો હારી ન જતાં જીતી જવાય તે સારુ ગિરનાર પર હર્ષના આવેશમાં ચઢતા અનેકવાર જોયા છે.

પૂર્ણપુરુષોત્તમ, પૂર્ણાવતારી સર્વશ્રેષ્ઠતમ સુરાષ્ટ્રવાસી ભગવાન શ્રીકૃષ્ણે પોતાના મૂળ પુરુષ યદુરાજાને સદુપદેશ આપી તારનાર, બીજા સુરાષ્ટ્રવાસી, અવતારી, અવધૂત દત્તાત્રેયજી પ્રતિ ઉદ્ધવજીનું ધ્યાન આકર્ષી, ગિરનારી ગુરુનું અનુકરણ કરી

ગુણગ્રાહક બની, જગતના સર્વ પ્રાણીપદાર્થો પાસેથી જ્ઞાન સંપાદન કરી, સંસારના સઘળા સંબંધોના પૂર્ણ પરિત્યાગપૂર્વક પૃથ્વી પર પર્યટન કરતા રહેવાનો ઉદ્ધવજીને છેવટનો ઉપદેશ આપ્યો, તે પ્રભાસ પ્રદેશ પણ ગિરનારથી આગળ, સમુદ્રતટ પર સુરાષ્ટ્રમાં જ આવેલો છે.

ગિરનારી ગુરુની આ અવધૂત ગીતાનું સાદી ગુજરાતીમાં ભાષાંતર કરવાનું કાર્ય મારા જેવા દત્તગુરુની છાયામાં ગિરનાર સમીપ રહેનાર, એક સુરાષ્ટ્રવાસીને અનાયાસે આવી મળ્યું, તેમાં એ બંને પ્રાચીન, સોરઠી, અવતારી મહા વિભૂતિઓનો સંકેત અને કૃપા. તેઓનાં ચરણના શરણભાવથી, આ ગ્રંથનું ભાષાંતર બનતી કાળજી રાખીને કરવા યત્ન કરેલ છે, છતાં પુસ્તકની અસલ પ્રતોમાં ઘણે ઠેકાણે પાઠોમાં ફરક હોવાના કારણે, તથા વ્યાકરણદોષના કારણે અને ભાષા બહુ જગાએ સૂત્રરૂપ હોવાના કારણે, તેમજ આત્મજ્ઞાનનો વિષય અતિ ગહન હોઈ વાણી મનથી અતીત હોવાના કારણે, કેટલેક ઠેકાણે ભાષાંતરમાં સ્ખલન થઇ જવા સંભવ રહે છે. તેવાં સ્ખલનો સારુ સુજ્ઞ પાઠકોની ક્ષમા યાચતો, તથા—

दत्तः स्वात्मापि येनेह स्वभक्तायात्रये मुदा ।
दत्तात्रेयोऽवधूतोऽव्यात्सर्वानस्मान्गुरूः सदा ॥

જે દત્તે પોતાનો આત્મા પણ પોતાના ભક્ત અત્રિને આનંદ સહિત આપી દીધો તે ગિરનારી ગુરુ દત્તાત્રેય અવધૂત આપણું સર્વનું અહર્નિશ રક્ષણ કરો, એ અભ્યર્થના સાથે વિરમતો—

**શાસ્ત્રી પ્રતાપરાય પ્રજારામ ભટ્ટ**

**શ્રીમદ્ ભગવદ્ગીતા**—ગુજરાતી સરલાર્થ તથા **પંડિત નીલકંઠની** વિસ્તૃત ટીકા સાથે. કદ ૫×૭ા, પૃષ્ઠ ૬૭૬, મૂલ્ય રૂપિયા ૧–૧૦–૦

**શ્રીભગવદ્ગીતા**—એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતરવાળી પૃષ્ઠ ૪૮૦, બોર્ડપટ્ટીનાં પૂઠાં, મૂલ્ય રૂપિયા ૦–૮–૦

**શ્રીભગવદ્ગીતા**:—શ્લોક તથા તેની નીચે ભાષાંતરવાળી–કદ ૩ા×૫, પૃષ્ઠ ૪૪૮, બોર્ડપટ્ટીનાં પૂઠાં, મૂલ્ય રૂપિયા ૦–૭–૦

**શ્રીભગવદ્ગીતા**—માત્ર ગુજરાતી ભાષાંતર–બોર્ડપટ્ટીનાં પૂઠાં, પૃષ્ઠ ૨૮૮, કદ ૩ા×૫, મૂલ્ય રૂપિયા ૦–૪–૦

×**શ્રીપંચરત્નગીતા**—મોટા અક્ષરોમાં, પાકાં પૂઠાં, કદ ઇંચ ૫×૯, પૃષ્ઠ ૬૦૦, બોર્ડપટ્ટીનાં પૂઠાં, મૂલ્ય રૂપિયા ૧–૧૦–૦

## સંતવાણી તથા ઉપદેશો—

| | | |
|---|---|---|
| **રામકૃષ્ણકથામૃત**—બે ગ્રંથોમાં ... ... ... ... | ૮૨૦ | ૫–૦–૦ |
| **દીવાને સાગર** ... ... ... ... ... ... | ૫૦૦ | ૪–૮–૦ |
| **અખાની વાણી**—સુધારાવધારા સાથે–ત્રીજી આવૃત્તિ | ૫૦૪ | ૩–૦–૦ |
| **સંત કબીર**—આધ્યાત્મિક પદો–વા. મો. શાહ ... | ૧૬૮ | ૧–૮–૦ |
| **પ્રીતમદાસની વાણી**—આવૃત્તિ ૨ જી ... ... ... | ૫૬૦ | ૨–૮–૦ |
| **ભજનસાગર**—૯૩૧ ભજનોનો ઉત્તમ સંગ્રહ ... ... | ૬૮૮ | ૨–૮–૦ |
| **ગુજરાતની ગઝલો** (દી. બ. કૃષ્ણલાલ ઝવેરી) ... | ૧૮૦ | ૧–૦–૦ |
| **तुकाम्हणे**:—પસંદ કરેલા અભંગોનો સંગ્રહ–મરાઠીમાં | ૧૨૦ | ૦–૫–૦ |
| ×**દાસબોધ**—(સમર્થ રામદાસ સ્વામીકૃત) ... ... ... | ૬૪૮ | ૨–૮–૦ |
| **સ્વામી રામતીર્થના સદુપદેશો**—ગ્રંથ ૧ લો ... | ૫૬૪ | ૨–૮–૦ |
| ,, ,, સદુપદેશો—(ગ્રંથ ૩ જા રૂપે)... | ૫૨૦ | ૨–૮–૦ |
| ×**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**—(ભાગ ૪–૫) ... | ૬૦૦ | ૨–૪–૦ |
| ,, ,, ભક્તિયોગ—આવૃત્તિ ૨ જી (ભાગ ૮મા રૂપે) | ૩૮૪ | ૧–૮–૦ |
| ,, ,, પાતંજલ ને જ્ઞાનયોગ (ભાગ ૧૦, ૧૧) | ૫૬૦ | ૨–૦–૦ |
| **તુકારામ ગાથા**—ગ્રંથ ૧ લો તથા ૨ જો–સરળ ભાષાંતર | ૧૮૪૦ | ૬–૦–૦ |
| **પરમસુખી થવાનાં સાધનો** ... ... ... ... | ૩૮૬ | ૧–૪–૦ |

## સંતો તથા વીરપુરુષોનાં જીવનચરિત્રો—

| | | |
|---|---|---|
| **બુદ્ધચરિત્ર તથા અન્ય સંતપુરુષો**— ... ... | ૪૯૬ | ૨–૦–૦ |
| **રામકૃષ્ણ પરમહંસ–વિસ્તૃત ચરિત્ર**— ... ... | ૬૦૮ | ૨–૮–૦ |
| **સ્વામી વિવેકાનંદ**—ચરિત્ર–(ભાગ ૯ મા રૂપે) ... | ૭૮૪ | ૩–૦–૦ |
| **સ્વામી રામતીર્થ**—વિસ્તૃત ચરિત્ર–(ગ્રંથ ૪ થા રૂપે) | ૬૭૨ | ૩–૦–૦ |
| **સંત તુકારામ**—વિસ્તૃત ચરિત્ર ... ... ... ... | ૬૪૮ | ૨–૮–૦ |
| **ચૈતન્ય મહાપ્રભુ**—ખંડ ૧ થી ૫–ત્રણ ગ્રંથોમાં (સચિત્ર) | ૧૫૯૬ | ૬–૮–૦ |

| | | |
|---|---|---|
| જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ ... ... | ૫૦૪ | ૨-૮-૦ |
| સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો | ૪૨૪ | ૧-૬-૦ |
| શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશયનાં ચરિત્રો ... | ૩૩૬ | ૧-૦-૦ |
| મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત ને મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો ... ... | ૨૫૬ | ૦-૧૦-૦ |
| ભક્તચરિત્ર-૨૯ ભક્તોનાં ચરિત્રો- ... ... ... | ૫૨૮ | ૨-૮-૦ |
| ×આદર્શ ચરિત્રસંગ્રહ-ભાગ ૧ લો-૫૨ ચરિત્રો ... | ૬૩૬ | ૧-૧૨-૦ |
| ,, ,, -ભાગ ૨ જો-૭૦ ચરિત્રો ... | ૬૨૪ | ૨-૮-૦ |
| મુસ્લિમ મહાત્માઓ-(૯૬ ચરિત્રો, ઉપદેશોસહિત) | ૭૫૬ | ૨-૪-૦ |
| નાનક ... ... ... ... ... ... ... ... | ૭૨ | ૦-૬-૦ |
| મહર્ષિ દયાનંદ ... ... ... ... ... ... | ૧૫૨ | ૧-૦-૦ |
| સ્વામી સહજાનંદ-(આ પુસ્તક પોતે જ) ... ... | ૧૧૨ | ૦-૧૨-૦ |
| હિંદના આચાર્યો-છપાય છે. સત્વર બહાર પડશે. | | |

ઐતિહાસિક તથા સાહિત્યવિષયક ગ્રંથો—

| | | |
|---|---|---|
| ભારતના વીરપુરુષો-ઐતિહાસિક ચરિત્રો ... ... | ૩૩૬ | ૧-૪-૦ |
| વીર દુર્ગાદાસ અથવા મારુ સરદારો- ... ... | ૩૦૪ | ૧-૦-૦ |
| કચ્છની લોકવાર્તા-(શ્રી. ડુંગરશી ધરમશી સંપટ) | ૩૫૪ | ૨-૦-૦ |
| સાહિત્યપ્રારંભિકા-લે. હિંમતલાલ ગ૦ અંજારિયા | ૧૫૨ | ૧-૦-૦ |

ખાસ સ્ત્રી ઉપયોગી ગ્રંથો—

| | | |
|---|---|---|
| ભારતની દેવીઓ-ગ્રંથ ૧ લો-પ્રાચીન ૧૧૩ ચરિત્રો | ૭૩૨ | ૩-૦-૦ |
| ,, ગ્રંથ ૨ જો-પ્રાચીન અને ઐતિહાસિક ૨૨૪ ચરિત્રો | ૭૩૨ | ૩-૦-૦ |
| ,, ગ્રંથ ૩ જો-પ્રાચીન અને અર્વાચીન ૧૬૬ ચરિત્રો | ૮૦૪ | ૩-૦-૦ |
| દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી-(આવૃત્તિ ૫ મી) | ૧૬૦ | ૦-૮-૦ |
| કલ્યાણમયી-(શ્રી. ડુંગરસી ધ૦ સંપટકૃત) ... | ૨૧૨ | ૧-૦-૦ |
| ટૂંકી વાતો ગ્રંથ ૧ લો-સામાજિક નિર્દોષ ૬૬ વાતો | ૫૮૮ | ૨-૮-૦ |
| ,, ,, ૨ જો-કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો | ૫૭૬ | ૨-૮-૦ |
| ,, ,, ૫ મો-સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો | ૪૦૮ | ૨-૮-૦ |
| ,, ,, ૬ ઠ્ઠો-સર્વ માટે ઉપકારક ૮૬ વાતો | ૩૨૦ | ૨-૮-૦ |

| | | |
|---|---|---|
| સ્વર્ગનું વિમાન- | ૩૭૨ | ૨-૦-૦ |
| સ્વર્ગની કૂંચી- | ૩૭૨ | ૨-૦-૦ |
| સાચું સ્વર્ગ- | ૪૯૨ | ૨-૦-૦ |
| સંસારમાં સ્વર્ગ- | ૩૪૮ | ૨-૦-૦ |
| સ્વર્ગનો આનંદ- | ૩૬૦ | ૨-૦-૦ |
| સ્વર્ગનો ખજાનો- | ૩૧૨ | ૨-૦-૦ |
| સ્વર્ગનો પ્રકાશ- | ૨૩૬ | ૨-૦-૦ |
| સ્વર્ગની જિંદગી- | ૩૦૦ | ૨-૦-૦ |
| સ્વર્ગની સીડી- | ૩૬૦ | ૨-૦-૦ |
| સ્વર્ગની સડક- | ૪૬૮ | ૨-૦-૦ |

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

| | | |
|---|---|---|
| સંસારમાં સુખ ક્યાં છે ? (વા. મો. શાહ કૃત)... | ૧૮૦ | ૧–૦–૦ |
| સુબોધપુષ્પવાટિકા–શેખ સાદીકૃત ગુલિસ્તાંનો અનુવાદ | ૧૩૬ | ૦–૫–૦ |
| સુબોધ કથાસાગર–બોધદાયક દૃષ્ટાંતોનો સંગ્રહ ... | ૪૬૪ | ૨–૦–૦ |
| આગળ ધસો–ચેતનાપ્રેરક મહાન ગ્રંથ ... ... | ૪૬૮ | ૨–૮–૦ |
| ×ભાગ્યના સ્રષ્ટાઓ–સંશોધિત બીજી આવૃત્તિ ... | ૫૬૪ | ૨–૮–૦ |
| સુખી જીવનનાં સાધન–ઉત્સાહપ્રેરક પુસ્તક... ... | ૩૧૨ | ૧–૮–૦ |
| આદર્શ દૃષ્ટાંતમાળા–બે ગ્રંથોમાં ... ... ... ... | ૯૨૮ | ૪–૦–૦ |
| કતલખાનું–સામ્યવાદી અપ્ટન સીંક્લેરકૃત ... ... | ૬૯૬ | ૩–૦–૦ |
| શુભસંગ્રહ–(ભાગ ૧, ૨ ને ૯) જુદા જુદા ત્રણ ગ્રંથો | ૧૪૭૨ | ૫–૪–૦ |
| ×સોનેરી સૂચનો ને સુવિચાર સામગ્રી ... ... | ૨૦૮ | ૦–૪–૦ |

## વૈદક તથા વિજ્ઞાનના ગ્રંથો—

| | | |
|---|---|---|
| ઔષધિ કલ્પલતા–(સ્વામી કૃષ્ણાનંદજીકૃત) ... | ૧૧૨ | ૦-૧૨-૦ |
| વૈદક સંબંધી વિચારો–ભાગ ૧ લો– ... ... | ૬૮૪ | ૨–૦–૦ |
| ,, ,, ભાગ ૨ જો ... ... ... | ૪૩૨ | ૧-૧૨-૦ |
| આયુર્વેદ નિબંધમાળા–ભાગ ૧ લો } વૈદ્ય તિલકચંદ | ૭૩૬ | ૨–૮–૦ |
| ,, ,, –ભાગ ૨ જો } તારાચંદકૃત | ૪૧૬ | ૧-૧૨-૦ |
| ×આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન–ગાંધીજીકૃત ... ... | ૧૪૮ | ૦–૪–૦ |
| આરોગ્ય ને ખોરાક–(પોપટલાલ ગો. શાહ) ... | ૧૭૬ | ૧–૦–૦ |
| હિંદના આર્થિક વિકાસની યોજના ... ... | ૧૦૮ | ૦–૮–૦ |

## બાળકો માટેનાં પુસ્તકો—

| | | |
|---|---|---|
| ભારતીય નીતિકથાઓ–મહાભારતમાંની ૫૨ વાતો | ૧૯૨ | ૦–૮–૦ |
| સુબોધક નીતિકથા–૧૫૨ બોધપ્રદ વાતો ... ... | ૨૩૨ | ૦–૮–૦ |
| સદ્‌ગુણી બાળકો–૬૯ ખરા બનાવોનો સંગ્રહ ... | ૧૩૬ | ૦–૪–૦ |
| બાળસદ્‌બોધ–વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... ... | ૧૨૦ | ૦–૪–૦ |
| બાળકોની વાતો–રસિક વાતચીતરૂપે ૨૧ પાઠો ... | ૮૮ | ૦–૩–૦ |
| ,, ,, –ભાગ ૨ જો–બોધપ્રદ ૬૧ પાઠો ... ... | ૨૬૪ | ૦–૮–૦ |

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, અમદાવાદ ને કાલબાદેવીરોડ, મુંબઈ–૨

# અવધૂત ગીતા

## ગુજરાતી સરલાર્થ સહિત

### અધ્યાય ૧

ईश्वरानुग्रहादेव पुंसामद्वैतवासना ।
महद्भयपरित्राणा विप्राणामुपजायते ॥ १ ॥

ઈશ્વરની કૃપા વડે જ મનુષ્યોને અદ્વૈતની એટલે જીવ અને બ્રહ્મના અભેદની વાસના જાગે છે. મહાભયમાંથી એટલે જન્મમરણના મોટા સંકટમાંથી ઉગારનારી એ વાસના, વિપ્રોને એટલે કે વૈદિક જ્ઞાનમાં સારી પેઠે નિષ્ણાત થયેલા મહાજ્ઞાનીઓને ઉપજે છે. ૧

येनेदं पूरितं सर्वमात्मनैवात्मनात्मनि ।
निराकारं कथं वन्दे ह्यभिन्नं शिवमव्ययम् ॥ २ ॥

આત્માવડે આત્મામાં આત્માથી અર્થાત્ ચેતન બ્રહ્મવડે આ સઘળું જગત ભરેલું છે એટલે કે સઘળા જગતમાં જે અંદર તથા બહાર વ્યાપીને રહેલ છે, જે નિરાકાર, અભિન્ન, શિવ (કલ્યાણ) સ્વરૂપ અને અવિનાશી છે, તેને હું શી રીતે વંદન કરી શકું ! ૨

પોતાથી ભિન્નની વંદના થઈ શકે, પોતાથી અભિન્નની થઇ શકે નહિ. આ કારણસર શ્રીદત્તાત્રેયજીએ આ ગ્રંથના આરંભમાં અભેદ ચિંતનરૂપ મંગલ કરેલું છે.

पञ्चभूतात्मकं विश्वं मरीचिजलसन्निभम् ।
कस्याप्यहो नमस्कुर्यामहमेको निरञ्जनः ॥ ३ ॥

આ પાંચ મહાભૂતોનું બનેલું વિશ્વ ઝાંઝવાનાં પાણીની પેઠે અસત્ય છે; હું જ એક નિરંજન આત્મસ્વરૂપ છું, તે સિવાય બીજું કંઈ છે જ નહિ; તેથી હું કોને નમસ્કાર કરું? ૩

आत्मैव केवलं सर्वं भेदाभेदो न विद्यते ।
अस्ति नास्ति कथं ब्रूयां विस्मयः प्रतिभाति मे ॥४॥

સઘળું જગત માત્ર આત્મસ્વરૂપ છે, આત્માથી ભિન્ન કે અભિન્ન કંઈ છે જ નહિ; તો પછી અમુક વસ્તુ છે અથવા અમુક વસ્તુ નથી એમ કેમ બોલું? મને સઘળું આશ્ચર્ય જેવું લાગે છે! ૪

वेदान्तसारसर्वस्वं ज्ञानं विज्ञानमेव च ।
अहमात्मा निराकारः सर्वव्यापी स्वभावतः ॥ ५ ॥

વેદાન્તના સારરૂપ અદ્વૈત બ્રહ્મનું ચિંતન મારું સર્વસ્વ છે અને તે જ મારું જ્ઞાન વિજ્ઞાન પણ છે; હું તો સ્વભાવે કરીને સર્વમાં વ્યાપીને રહેનાર, નિરાકાર આત્મસ્વરૂપ છું. ૫

यो वै सर्वात्मको देवो निष्कलो गगनोपमः ।
स्वभावनिर्मलः शुद्धः स एवाहं न संशयः ॥ ६ ॥

જે સર્વમાં આત્મારૂપે રહેલું, અવયવ વગરનું, આકાશ જેવું નિશ્ચલ, સ્વભાવથી જ નિર્મળ, શુદ્ધ સત્ત્વ–બ્રહ્મ છે, તે હું જ છું, એમાં સંશય નથી. ૬

अहमेवाव्ययोऽनन्तः शुद्धविज्ञानविग्रहः ।
सुखं दुःखं न जानामि कथं कस्यापि वर्तते ॥ ७ ॥

હું જ પોતે અવિનાશી, અંત વિનાનો, શુદ્ધ અને વિજ્ઞાન-સ્વરૂપ છું; સુખદુઃખ કેવાં હોય તે હું જાણતો નથી, તો પછી તે કેવી રીતે અને કોને થાય છે તેની પણ મને ખબર નથી. ૭

न मानसं कर्म शुभाशुभं मे न कायिकं कर्म शुभाशुभं मे।
न वाचिकं कर्म शुभाशुभं मे ज्ञानामृतं शुद्धमतीन्द्रियोऽहम्

મને મનનાં સારાં કે માઠાં કર્મ નથી; મને શરીરનાં સારાં કે માઠાં કર્મ નથી; તેમજ વાણીનાં સારાં કે માઠાં કર્મ નથી; હું તો જ્ઞાનરૂપી અમૃત, શુદ્ધ અને ઇન્દ્રિયો દ્વારા ન જાણી શકાઉં તેવો છું. ૮

मनो वै गगनाकारं मनो वै सर्वतोमुखम्।
मनोऽतीतं मनः सर्वं न मनः परमार्थतः ॥ ९ ॥

મન આકાશના આકારનું છે અર્થાત્ જ્યારે વિચારે ચડે છે ત્યારે સમસ્ત આકાશમાં ફેલાઈ જાય છે; મન સર્વ બાજુ-ઓ પર મુખવાળું છે એટલે કે જે બાજુનો વિચાર કરે છે તે બાજુ દોડયું જાય છે; મન અતીત છે એટલે કે તેના સંબંધ-માં કશી યે કલ્પના કરી શકાતી નથી; મન સર્વ વિશ્વરૂપ છે; છતાં મન ખરી રીતે સત્ય નથી. ૯

अहमेकमिदं सर्वं व्योमातीतं निरन्तरम्।
पश्यामि कथमात्मानं प्रत्यक्षं वा तिरोहितम् ॥१०॥

હું એક જ આ સઘળું આત્મસ્વરૂપ છું, આકાશથી યે સૂક્ષ્મ અને નિરંતર–અખંડિત છું, એટલે કે મારા સિવાય બીજું કંઇ છે જ નહિ તો પછી હું આત્માને પરોક્ષ અથવા પ્રત્યક્ષ શી રીતે જોઇ શકું? ૧૦

त्वमेवमेकं हि कथं न बुध्यसे
समं हि सर्वेषु विमृष्टमव्ययम्।

सदोदितोऽसि त्वमखण्डितः प्रभो
दिवा च नक्तं च कथं हि मन्यसे ॥ ११ ॥

હે પ્રભો! એટલે હે સત્તાત્મક આત્મન્! તું એક જ, અવિનાશી, નિત્ય પ્રકાશરૂપ, અખંડિત, અને સર્વ વસ્તુઓમાં સમાન રૂપે રહેલ છે, એવો બોધ તને કેમ થતો નથી? સદા પ્રકાશિત હોવા છતાં દિવસ અને રાત્રિ એવો ભેદ કેમ માને છે? ૧૧

आत्मानं सततं विद्धि सर्वत्रैकं निरंतरम् ।
अहं ध्याता परं ध्येयमखण्डं खण्ड्यते कथम् ॥ १२ ॥

આત્માને નિત્ય એટલે નાશરહિત, નિરંતર એટલે સર્વ સ્થળે વ્યાપીને રહેલો, અને સર્વમાં એક જ સ્વરૂપે વિરાજતો સમજો; 'હું ધ્યાન કરનાર છું' અને 'પરમ પુરુષ ધ્યાન કરવા યોગ્ય છે' એ રીતે અખંડ પરમાત્મતત્ત્વના વિભાગ શા માટે કરો છો? ૧૨

न जातो न मृतोऽसि त्वं न ते देहः कदाचन ।
सर्वं ब्रह्मेति विख्यातं ब्रवीति बहुधा श्रुतिः ॥ १३ ॥

તું કદી જન્મ લેતો નથી, તું કદી મરતો નથી, તેમ તું કદી દેહ પણ ધારણ કરતો નથી; આ સઘળું બ્રહ્મસ્વરૂપ જ છે એ સુપ્રસિદ્ધ છે. વળી ઘણીખરી શ્રુતિઓમાં પણ એ જ પ્રમાણે કહેલું છે. ૧૩

स बाह्याभ्यन्तरोऽसि त्वं शिवः सर्वत्र सर्वदा ।
इतस्ततः कथं भ्रान्तः प्रधावसि पिशाचवत् ॥ १४ ॥

બહાર તેમજ અંદર સઘળે ઠેકાણે તથા સઘળા કાળમાં તું જ શિવ–કલ્યાણ–સ્વરૂપ વિરાજે છે; તો પછી ભૂલો પડીને પિશાચની–ભમતા ભૂતની પેઠે અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં શા માટે દોડાદોડ કરે છે? ૧૪

संयोगश्च वियोगश्च वर्तते न च ते न मे ।
न त्वं नाहं जगन्नेदं सर्वमात्मैव केवलम् ॥ १५ ॥

તારે અને મારે મિલન નથી અથવા જુદા પડવાપણું યે નથી; તું નથી, હું નથી, આ જગત પણ નથી; સઘળું કેવળ આત્મસ્વરૂપ જ છે. ૧૫

शब्दादिपञ्चकस्यास्य नैवासि त्वं न ते पुनः ।
त्वमेव परमं तत्त्वमतः किं परितप्यसे ॥ १६ ॥

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ નામના પાંચ વિષયો સાથે તારો કંઈ સંબંધ નથી, તેમ તારી સાથે એ વિષયોનો કંઈ સંબંધ નથી; કેમકે તેઓ મિથ્યા છે અને તું તો સત્ય ચેતનસ્વરૂપ છે; તું જ પરમ તત્ત્વ છે તો પછી દુઃખી શા માટે થાય છે? ૧૬

जन्म मृत्युर्न ते चित्तं बन्धमोक्षौ शुभाशुभौ ।
कथं रोदिषि रे वत्स नामरूपं न ते न मे ॥ १७ ॥

જન્મવું અને મરવું એ ચિત્તના ધર્મ છે, તારા નથી; બન્ધન તથા મુક્તિ અને શુભ તથા અશુભ, અને નામ તથા રૂપ, એ પણ ચિત્તના ધર્મ છે, તારા કે મારા ધર્મ નથી; તો પછી હે વત્સ! તું શા માટે રડે છે? ૧૭

अहो चित्त कथं भ्रान्तं प्रधावसि पिशाचवत् ।
अभिन्नं पश्य चात्मानं रागत्यागात्सुखी भव ॥ १८ ॥

હે ચિત્ત! આત્માને પોતાથી જુદો જાણીને ભમતા ભૂત પિશાચની પેઠે વન પર્વતોમાં શા માટે શોધતું ફરે છે; તું આત્માને પોતાથી જુદો ન જાણ; અને વિષયોના રાગનો ત્યાગ કરીને તું સુખી થા. ૧૮

त्वमेव तत्त्वं हि विकारवर्जितं
निष्कम्पमेकं हि विमोक्षविग्रहम् ॥
न ते च रागो ह्यथवा विरागः
कथं हि संतप्यसि कामकामतः ॥ १९ ॥

તું જ ખચિત કોઈ પણ જાતના વિકાર વિનાનું તત્ત્વ-સ્વરૂપ છે; તું જ અચળ એક જ મોક્ષસ્વરૂપ છે; તને કોઈ વાતમાં રાગ કે વિરાગ નથી; તો પછી તું કામની–વિષયોની કામના કરીને શા માટે સંતાપ પામે છે? ૧૯

वदन्ति श्रुतयः सर्वा निर्गुणं शुद्धमव्ययम् ।
अशरीरं समं तत्त्वं तन्मां विद्धि न संशयः ॥ २० ॥

નિર્ગુણ એટલે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોથી રહિત, શુદ્ધ, અવિનાશી, શરીર વિનાનું, અને સર્વમાં સમાન-રૂપે રહેલું, આત્મતત્ત્વ છે, એમ સઘળી શ્રુતિઓ કહે છે તે આત્મતત્ત્વ હું જ છું, એમ ખાતરીથી જાણો. ૨૦

साकारमनृतं विद्धि निराकारं निरंतरम् ।
एतत्तत्त्वोपदेशेन न पुनर्भवसंभवः ॥ २१ ॥

જેટલું સાકાર છે તેને ખોટું સમજ, અને નિરાકારને નિરંતર એટલે સાચું સમજ; એ પ્રમાણે તત્ત્વનો ઉપદેશ-(જ્ઞાન) થઈ ગયા પછી ફરીથી જન્મ થવાનો સંભવ નથી. ૨૧

एकमेव समं तत्त्वं वदन्ति हि विपश्चितः ।
रागत्यागात्पुनश्चित्तमेकानेकं न विद्यते ॥ २२ ॥

સર્વમાં સમાનરૂપે રહેલું તત્ત્વ એક જ છે, એમ વિદ્વાનો ખાતરીથી કહે છે; વિષયોના રાગનો ત્યાગ કર્યા પછી, ચિત્તને એક કે અનેક એવા સંકલ્પવિકલ્પ થતા નથી. ૨૨

अनात्मरूपं च कथं समाधि-
रात्मस्वरूपं च कथं समाधिः ।
अस्तीति नास्तीति कथं समाधि-
र्मोक्षस्वरूपं यदि सर्वमेकम् ॥ २३ ॥

જો સઘળું એક મોક્ષસ્વરૂપ જ છે, તો પછી અનાત્મરૂપ અને આત્મસ્વરૂપનું સમાધાન શી રીતે થઈ શકે? તેમ જ 'છે' અથવા 'નથી' એ વાતનું પણ સમાધાન શી રીતે થઈ શકે? ૨૩

विशुद्धोऽसि समं तत्त्वं विदेहस्त्वमजोऽव्ययः ।
जानामीह न जानामीत्यात्मानं मन्यसे कथम् ॥ २४ ॥

તું વિશુદ્ધ છે, સમાન તત્ત્વ છે, નિરાકાર છે, જન્મરહિત છે, અને અવિનાશી છે; તો પછી આત્માને હું જાણું છું અથવા આત્માને હું નથી જાણતો; એમ તું કેવી રીતે માને છે? ૨૪

तत्त्वमस्यादिवाक्येन स्वात्मा हि प्रतिपादितः ।
नेति नेति श्रुतिर्ब्रूयादनृतं पाञ्चभौतिकम् ॥ २५ ॥

'તે તું છે' વગેરે વાક્યો વડે શ્રુતિઓએ આત્મા નિશ્ચયથી સાબિત કર્યો છે, શ્રુતિ 'એ નહિ' 'એ નહિ' એમ બોલીને પંચમહાભૂતોની બનેલી સૃષ્ટિને ખોટી ઠરાવે છે. ૨૫

आत्मन्येवात्मना सर्वं त्वया पूर्णं निरन्तरम् ।
ध्याता ध्यानं न ते चित्तं निर्लज्जं ध्यायते कथम् ॥ २६ ॥

તું આત્મસ્વરૂપ હોવાથી તારા વડે આત્મામાં આત્મા જ નિરંતર ભરેલો છે. તને નથી ધ્યાન કરનાર, નથી ધ્યાન કે નથી ચિત્ત; તો પછી તું બેશરમ બનીને કોનું ધ્યાન કરે છે? ૨૬

शिवं न जानामि कथं वदामि
शिवं न जानामि कथं भजामि ।

अहं शिवश्चेत्परमार्थतत्त्वं
समस्वरूपं गगनोपमं च ॥ २७ ॥

જો હું પોતે જ પરમાર્થતત્ત્વ, સર્વમાં સમાન સ્વરૂપ, આકાશની ઉપમાયુક્ત, શિવસ્વરૂપ છું તો પછી હું મારાથી ભિન્ન શિવને જાણતો નહિ હોવાથી 'શિવ' એમ કેમ બોલું? તેમ જ મારાથી ભિન્ન શિવ છે એમ જાણતો નહિ હોવાથી, 'શિવ'ને શી રીતે ભજું? ૨૭

नाहं तत्त्वं समं तत्त्वं कल्पनाहेतुवर्जितम् ।
ग्राह्यग्राहकनिर्मुक्तं स्वसंवेद्यं कथं भवेत् ॥ २८ ॥

જેને સાધારણ લોકો 'હું' કહે છે તે પરમ તત્ત્વ નથી. આત્મતત્ત્વ તો સમાનતાવાળું, કલ્પનાના કારણ વગરનું, તેમ જ ગ્રાહ્ય અને ગ્રાહકના વ્યવહારથી રહિત છે; તો પછી તે પોતા વડે જ શી રીતે અનુભવી શકાય? ૨૮

अनन्तरूपं न हि वस्तु किंचि-
त्तत्त्वस्वरूपं न हि वस्तु किंचित् ।
आत्मैकरूपं परमार्थतत्त्वं
न हिंसको वापि न चाप्यहिंसा ॥ २९ ॥

એવી કોઈ વસ્તુ નથી કે જેનો અન્ત નહિ હોય; એવી કોઈ વસ્તુ નથી કે જે તત્ત્વસ્વરૂપ હોય. ખરેખરું તત્ત્વ તો એક આત્મતત્ત્વ જ છે; આ કારણસર દ્વૈતના અભાવે હિંસા કરનાર નથી તેમ જ અહિંસા પણ નથી. ૨૯

विशुद्धोऽसि समं तत्त्वं विदेहमजमव्ययम् ।
विभ्रमं कथमात्मार्थे विभ्रान्तोऽहं कथं पुनः ॥ ३० ॥

તું વિશુદ્ધ, સમતત્ત્વ, નિરાકાર, જન્મરહિત, અવિનાશી આત્મસ્વરૂપ છે; તો પછી હું ભૂલો પડી ગયો છું એવી ભ્રમણા

આત્માના સંબંધમાં શા માટે કરે છે? ૩૦

घटे भिन्ने घटाकाशं सुलीनं भेदवर्जितम् ।
शिवेन मनसा शुद्धो न भेदः प्रतिभाति मे ॥ ३१ ॥

જેમ ઘડો ફૂટી જતાં ઘડામાં રહેલું આકાશ મહાકાશમાં એકદમ મળી જઈને એકરૂપ થઈ જાય છે, તેમ મન શિવ-કલ્યાણસ્વરૂપ બની જતાં શુદ્ધ થઈ જવાથી મને ભેદ ભાસતો નથી. ૩૧

न घटो न घटाकाशो न जीवो जीवविग्रहः ।
केवलं ब्रह्म संविद्धि वेद्यवेदकवर्जितम् ॥ ३२ ॥

જે ઘડો સત્ય નથી તેમ ઘડા માંહેલું આકાશ પણ સત્ય નથી, માત્ર મહાકાશ જ સત્ય છે; તે પ્રમાણે જીવ અને દેહ ખરી રીતે નથી, પણ પ્રમેય-પ્રમાતા વિનાનું શુદ્ધ બ્રહ્મ જ સત્ય છે, એમ સારી પેઠે જાણજે. ૩૨

सर्वत्र सर्वदा सर्वमात्मानं सततं ध्रुवम् ।
सर्वं शून्यमशून्यं च तन्मां विद्धि न संशयः ॥ ३३ ॥

જગત શૂન્ય છે એટલે અસદ્રૂપ છે, પરંતુ આત્મા અશૂન્ય એટલે સદ્રૂપ છે, શૂન્યનો સાક્ષી છે, તથા તે સર્વ સ્થાનોમાં સર્વ કાળમાં, સર્વસ્વરૂપ, નિત્ય, નિશ્ચળ છે; એ આત્મા હું છું એમ નિશ્ચયપૂર્વક જાણજે. ૩૩

वेदा न लोका न सुरा न यज्ञा
वर्णाश्रमो नैव कुलं न जातिः ।
न धूममार्गो न च दीप्तिमार्गो
ब्रह्मैकरूपं परमार्थतत्त्वम् ॥ ३४ ॥

જીવન્મુક્ત દશાએ પહોંચેલા આત્મજ્ઞાનીની દૃષ્ટિમાં વેદો નથી, ભૂ વગેરે લોકો નથી, દેવતાઓ નથી, અગ્નિષ્ટોમાદિ યજ્ઞો

નથી, બ્રાહ્મણાદિ વર્ણો નથી, બ્રહ્મચર્યાદિ આશ્રમો નથી, કુલ નથી, જાતિ નથી, દક્ષિણાયન નથી, કે ઉત્તરાયણ નથી; પરંતુ તેઓની દૃષ્ટિમાં એક જ પરમાર્થતત્ત્વ સદ્રૂપ બ્રહ્મ છે. ૩૪

व्याप्यव्यापकनिर्मुक्तं त्वमेकः सफलं यदि ।
प्रत्यक्षं चापरोक्षं च ह्यात्मानं मन्यसे कथम् ॥ ३५ ॥

વ્યાપ્ય–વ્યાપક ભાવથી રહિત જો તું એક જીવન્મુક્તિરૂપી ફળ સહિત આત્મસ્વરૂપ છે, તો પછી આત્મા પ્રત્યક્ષ છે અથવા અપ્રત્યક્ષ છે એમ કેમ માને છે? ૩૫

अद्वैतं केचिदिच्छन्ति द्वैतमिच्छन्ति चापरे ।
समं तत्त्वं न विन्दन्ति द्वैताद्वैतविवर्जितम् ॥ ३६ ॥

કેટલાકો અદ્વૈતની ઇચ્છા કરે છે, તો કેટલાકો દ્વૈતની ઇચ્છા કરે છે, પરંતુ જેમાં દ્વૈત નથી કે અદ્વૈત નથી એવાં સમતત્ત્વને તેઓ બંને જાણતા નથી. ૩૬

श्वेतादिवर्णरहितं शब्दादिगुणवर्जितम् ।
कथयन्ति कथं तत्त्वं मनोवाचामगोचरम् ॥ ३७ ॥

પરમ તત્ત્વ તો મન કે વાણીથી જાણી શકાય તેવું નથી, તે તત્ત્વ ધોળા વગેરે રંગો વિનાનું છે, અથવા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ ગુણો વિનાનું છે એમ કેમ કહેવામાં આવે છે? ૩૭

यदाऽनृतमिदं सर्वं देहादि गगनोपमम् ।
तदा हि ब्रह्म संवेत्ति न ते द्वैतपरंपरा ॥ ३८ ॥

દેહ વગેરે સઘળું દ્વૈત, ઘડા માંહેલાં આકાશની પેઠે મિથ્યા છે, એવું ચોક્કસ જ્ઞાન જ્યારે થશે ત્યારે જ તને બ્રહ્મજ્ઞાન થશે અને તારી આ દ્વૈતપરંપરા ચાલી જશે. ૩૮

परेण सहजात्मापि ह्यभिन्नः प्रतिभाति मे ।
व्योमाकारं तथैवैकं ध्याता ध्यानं कथं भवेत् ॥ ३९ ॥

પરબ્રહ્મની સાથે સહજ રીતે રહેલો આત્મા ચોક્કસ રીતે અભિન્ન, આકાશની પેઠે વ્યાપક, અને એક છે એમ મને ભાસે છે; તો પછી તેમાં ધ્યાન, તથા ધ્યાન ધરનાર એવો ભેદ ક્યાંથી સંભવે? ૩૯

यत्करोमि यदश्नामि यज्जुहोमि ददामि यत् ।
एतत्सर्वं न मे किंचिद्विशुद्धोऽहमजोऽव्ययः ॥ ४० ॥

હું જે કંઈ ક્રિયા-કર્મ કરું, ખાઉં, પીઉં, ઉપભોગ ભોગવું હોમ, હવન, બલિ સમર્પણ કરું, દાન આપું, તે સઘળાં સાથે મને કંઈ સંબંધ નથી; કેમકે હું એકદમ શુદ્ધ, જન્મરહિત અને અવિનાશી છું. ૪૦

सर्वं जगद्विद्धि निराकृतीदं सर्वं जगद्विद्धि विकारहीनम् ।
सर्वं जगद्विद्धि विशुद्धदेहं सर्वं जगद्विद्धि शिवैकरूपम् ॥४१॥

આ સઘળા જગતને આકાર વિનાનું જાણ; આ સર્વ જગતને વિકાર વિનાનું જાણ, આ સર્વ જગતને એકદમ શુદ્ધ આત્મસ્વરૂપ જાણ; આ સર્વ જગત એક શિવસ્વરૂપ છે એમ જાણ. ૪૧

तत्त्वं त्वं हि न संदेहः किं जानाम्यथ वा पुनः ।
असंवेद्यं स्वसंवेद्यमात्मानं मन्यसे कथम् ॥ ४२ ॥

તું પોતે જ ચોક્કસ આત્મતત્ત્વ છે, એમાં કંઈ શંકા નથી; તો પછી આત્મતત્ત્વને હું જાણું છું અથવા તે જાણી શકાય તેવું નથી, અથવા સ્વાનુભવ વડે જાણી શકાય તેવું છે, એમ કેમ માને છે? ૪૨

मायाऽमाया कथं तात छायाऽच्छाया न विद्यते।
तत्त्वमेकमिदं सर्वं व्योमाकारं निरञ्जनम् ॥ ४३ ॥

આ સઘળું જગત આકાશની પેઠે વ્યાપક, નિરંજન; એક પરમ તત્ત્વસ્વરૂપ છે; તો પછી હે તાત! માયા અને અમાયા તથા છાયા-અંધકાર અને અછાયા-પ્રકાશ ક્યાંથી હોય? છે જ નહિ. ૪૩

आदिमध्यान्तमुक्तोऽहं न बद्धोऽहं कदाचन।
स्वभावनिर्मलः शुद्ध इति मे निश्चिता मतिः ॥४४॥

હું તો જન્મ, સ્થિતિ અને મરણ વિનાનો, બંધનમાં કદી યે ન આવું એવો, સ્વભાવે કરીને નિર્મળ અને શુદ્ધ છું, એવી મારી પાકી માન્યતા છે. ૪૪

महदादि जगत्सर्वं न किंचित्प्रतिभाति मे।
ब्रह्मैव केवलं सर्वं कथं वर्णाश्रमस्थितिः ॥ ४५ ॥

સાંખ્યમતાનુસાર મહદાદિ તત્ત્વો તથા તે તત્ત્વોનાં કાર્યરૂપ આ સઘળું જગત મને લેશમાત્ર પણ ભાસતું નથી, કેમકે મને તો દ્વૈત વિનાનું ફક્ત બ્રહ્મ જ સઘળું છે એમ ભાસે છે; તો પછી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર વગેરે વર્ણોના તથા બ્રહ્મચર્યાદિ આશ્રમોના ભેદો તેમાં ક્યાંથી સંભવે? ૪૫

जानामि सर्वथा सर्वमहमेको निरन्तरम्।
निरालम्बमशून्यं च शून्यं व्योमादिपञ्चकम् ॥ ४६ ॥

મારી સઘળી સમજણ સહિત હું સમજું છું કે જે સઘળું દેખાય છે તે હું જ એક, નિરંતર, કોઈના પણ આધાર વગરનો, સત્સ્વરૂપ, છું; અને આકાશ વગેરે પંચમહાભૂતો અસત્ય છે. ૪૬

न षण्ढो न पुमान्न स्त्री न बोधो नैव कल्पना।
सानन्दं वा निरानन्दमात्मानं मन्यसे कथम् ॥ ४७ ॥

આત્મા નથી નપુંસક, નથી પુરુષ કે નથી સ્ત્રી; તે જ્ઞાન નથી કે કલ્પનારૂપે નથી; તો પછી તે આનંદસહિત છે અથવા આનંદરહિત છે એમ શા માટે માને છે? ૪૭

षडङ्गयोगान्न तु नैव शुद्धं मनोविनाशान्न तु नैव शुद्धम्।
गुरूपदेशान्न तु नैव शुद्धं स्वयं च तत्त्वं स्वयमेव शुद्धम् ॥४८

આત્મા પોતે જ શુદ્ધ સ્વરૂપ પરમ તત્ત્વ છે; તેને છ અંગોવાળી યોગની સાધનાઓ વડે કોઈ શુદ્ધ કરી શકતું નથી, મનની વૃત્તિઓનો વિનાશ કરીને પણ તેને કોઈ શુદ્ધ કરી શકતું નથી, તેમ જ સદ્‌ગુરુના બોધ વડે પણ તેને કોઈ શુદ્ધ કરી શકતું નથી. ૪૮

नहि पञ्चात्मको देहो विदेहो वर्तते नहि।
आत्मैव केवलं सर्वं तुर्यान्ते च त्रयं कथम् ॥ ४९ ॥

સઘળું જગત કેવળ આત્મા જ છે; આત્મા પાંચ ભૂતો વડે બનેલો દેહ નથી, કેમકે દેહ જડ છે અને આત્મા ચેતન છે; તેમ જ તે દેહરહિત પણ નથી કેમકે સંપૂર્ણ દેહોમાં પૂર્ણ થઈને રહેલો છે; તે આત્મામાં જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ અને તુરીય એ ચાર અવસ્થાઓ ક્યાંથી હોઈ શકે? ૪૯

न बद्धो नैव मुक्तोऽहं न चाहं ब्रह्मणः पृथक्।
न कर्ता न च भोक्ताहं व्याप्यव्यापकवर्जितः ॥ ५० ॥

હું બંધાયલો નથી, હું મુક્ત નથી, હું પરબ્રહ્મથી જુદો નથી; હું કર્તા નથી હું ભોક્તા નથી, હું તો વ્યાપ્ય-વ્યાપક ભાવના વિનાનો આત્મસ્વરૂપ છું. ૫૦

यथा जलं जले न्यस्तं सलिलं भेदवर्जितम्।
प्रकृतिं पुरुषं तद्वदभिन्नं प्रतिभाति मे ॥ ५१ ॥

જેવી રીતે પાણીની અંદર પાણી રેડવાથી કંઈ પણ તફા-

વત વગરનું એક પાણી જ રહે છે, તેવી રીતે પ્રકૃતિ તથા પુરુષ, કંઈ પણ તફાવત વિના એક સ્વરૂપ, મને ભાસે છે. ૫૧

यदि नाम न मुक्तोऽसि न बद्धोऽसि कदाचन।
साकारं च निराकारमात्मानं मन्यसे कथम् ॥ ५२ ॥

આત્મસ્વરૂપ કોઈ પણ કાળે મુક્ત નથી અથવા બંધાયેલ નથી તો પછી તે આકારવાળું છે અથવા આકારવગરનું છે એમ શા માટે માને છે? ૫૨

जानामि ते परं रूपं प्रत्यक्षं गगनोपमम्।
यथा परं हि रूपं यन्मरीचिजलसन्निभम् ॥ ५३ ॥

તારા શ્રેષ્ઠ સ્વરૂપને હું ઓળખું છું, તે નજરે દેખાતા આકાશની પેઠે વ્યાપક છે; તારા બીજા જગતસ્વરૂપની પણ મને ખબર છે, તે ઝાંઝવાનાં પાણીના જેવું ખોટું છે. ૫૩

न गुरुर्नोपदेशश्च न चोपाधिर्न मे क्रिया।
विदेहं गगनं विद्धि विशुद्धोऽहं स्वभावतः ॥ ५४ ॥

હું આત્મસ્વરૂપ, સ્વભાવે જ અતિ શુદ્ધ, દેહ વિનાનું, આકાશ જેવું સર્વવ્યાપક છું એમ જાણ; મને કંઈ ક્રિયા નથી, મને કંઈ ઉપાધિ નથી, મારો કોઈ ગુરુ નથી, તેમ જ મને ગુરુના ઉપદેશની યે જરૂર નથી, એમ જાણ. ૫૪

विशुद्धोऽस्यशरीरोऽसि न ते चित्तं परात्परम्।
अहं चात्मा परं तत्त्वमिति वक्तुं न लज्जसे ॥ ५५ ॥

તું અતિ શુદ્ધ છે, નિરાકાર છે, તને ચિત્ત નથી, તું પરથી યે પર અર્થાત્ પ્રકૃતિથી અતિ સૂક્ષ્મ છે; આમ હોવા છતાં, હું આત્મા છું, પરમ તત્ત્વ છું, એવું બોલતાં તને શરમ નથી આવતી? ૫૫

कथं रोदिषि रे चित्त ह्यात्मैवात्मात्मना भव ।
पिब वत्स कलातीतमद्वैतं परमामृतम् ॥ ५६ ॥

રે ચિત્ત! તું શા માટે રડે છે? તું ચોક્કસ રીતે આત્મ-સ્વરૂપ જ છે; તું આત્મજ્ઞાન વડે આત્મસ્વરૂપ થઈ જા; અને હે વત્સ! જેમાં કોઈ પણ જાતની કલા-વિભાગ નથી એવા અખંડ, એકરસ, પરમ, અમૃતનું પાન કર. ૫૬

नैव बोधो न चाबोधो न बोधाबोध एव च ।
यस्येदृशः सदा बोधः स बोधो नान्यथा भवेत् ॥ ५७ ॥

ખરી રીતે જોતાં જ્ઞાન નથી, અજ્ઞાન નથી, તેમજ જ્ઞાન-અજ્ઞાન નથી; જેને આવી રીતનું જ્ઞાન હંમેશાં હોય છે તે જ જ્ઞાનસ્વરૂપ છે, બીજી રીતે આત્મજ્ઞાની થઈ શકાતું નથી. ૫૭

ज्ञानं न तर्को न समाधियोगो न देशकालौ न गुरूपदेशः ।
स्वभावसंवित्तिरहं च तत्त्वमाकाशकल्पं सहजं ध्रुवं च ॥ ५८ ॥

હું સ્વભાવે કરીને જ્ઞાનસ્વરૂપ છું, અને સહજ, નિશ્ચળ, તથા આકાશના જેવું વ્યાપક પરમ તત્ત્વ છું; મને જ્ઞાન નથી, તર્ક નથી, સમાધિ નથી, યોગ નથી, દેશ નથી, કાળ નથી, ગુરુનો ઉપદેશ પણ નથી. ૫૮

न जातोऽहं मृतो वापि न मे कर्म शुभाशुभम् ।
विशुद्धं निर्गुणं ब्रह्म बन्धो मुक्तिः कथं मम ॥ ५९ ॥

હું જન્મતો નથી કે મરતો નથી; મને સારાંમાઠાં કર્મો નથી; હું અતિ શુદ્ધ, ત્રણ ગુણોથી રહિત, પરબ્રહ્મસ્વરૂપ છું; મને બંધન કે મોક્ષ ક્યાંથી હોય? ૫૯

यदि सर्वगतो देवः स्थिरः पूर्णो निरन्तरः ।
अन्तरं हि न पश्यामि स बाह्याभ्यन्तरः कथम् ॥ ६० ॥

દેવ અર્થાત્ પ્રકાશસ્વરૂપ આત્મા સર્વમાં વ્યાપીને રહેલો છે, અચળ છે, પૂર્ણ છે અને અંતર વિનાનો છે; હું તેમાં અંતર દેખતો નથી; તે બહાર છે અથવા અંદર છે એમ શી રીતે હોઇ શકે? ૬૦

स्फुरत्येव जगत्कृत्स्नमखण्डितनिरन्तरम् ।
अहो मायामहामोहौ द्वैताद्वैतविकल्पना ॥ ६१ ॥

અખંડ અને અંતર વિનાનાં આત્મસ્વરૂપમાં જ આખું જગત સ્ફુરી રહ્યું છે. અહો! (આશ્ચર્યની વાત છે કે) તેમાં માયા તથા મહામોહ, અને દ્વૈત તથા અદ્વૈતની કલ્પનાઓ પણ સ્ફુરી રહી છે. ૬૧

साकारं च निराकारं नेति नेतीति सर्वदा ।
भेदाभेदविनिर्मुक्तो वर्तते केवलः शिवः ॥ ६२ ॥

સ્થૂલ તથા સૂક્ષ્મ જગત પરબ્રહ્મમાં સર્વ કાળે નથી નથી જ એમ શ્રુતિ કહે છે; ખરી રીતે ભેદ અથવા અભેદ સાથે જેને કંઇ સંબંધ નથી એવો કેવળ શિવસ્વરૂપ આત્મા સત્ય છે. ૬૨

न ते च माता च पिता च बंधु
र्न ते च पत्नी न सुतश्च मित्रम् ।
न पक्षपातो न विपक्षपातः
कथं हि संतप्तिरियं हि चित्ते ॥ ६३ ॥

હે શિવસ્વરૂપ જીવ! તને કોઇ મા નથી, તને કોઇ બાપ નથી, તને કોઈ બંધુ નથી, તને કોઈ પત્ની નથી, તને કોઇ પુત્ર નથી, કે તને કોઇ મિત્ર નથી; તારે પક્ષપાત નથી

કે અપક્ષપાત પણ નથી; તો પછી ચિત્તમાં આ સંતાપ શા માટે કરે છે? ૬૩

दिवा नक्तं न ते चित्तं उदयास्तमयौ न हि ।
विदेहस्य शरीरत्वं कल्पयन्ति कथं बुधाः ॥ ६४ ॥

હે આત્મસ્વરૂપ ચિત્ત! તને નથી દિવસ કે નથી રાત; અને તે કારણસર ઉદય તથા અસ્ત નથી જ; તું દેહરહિત છે તો પછી જ્ઞાનીઓ શરીરપણાની કલ્પના તારામાં કેમ કરતા હશે? ૬૪

नाविभक्तं विभक्तं च नहि दुःखसुखादि च ।
नहि सर्वमसर्वं च विद्धि चात्मानमव्ययम् ॥ ६५ ॥

આત્મામાં વિભાગપણું નથી તથા અવિભાગપણું યે નથી; તેમાં દુઃખ નથી તથા સુખ નથી; તેમાં સર્વપણું નથી તથા અસર્વપણું નથી; આત્મા અવિનાશી છે એમ સમજો. ૬૫

नाहं कर्ता न भोक्ता च न मे कर्म पुराधुना ।
न मे देहो विदेहो वा निर्ममेति ममेति किम् ॥ ६६ ॥

આત્મસ્વરૂપ હું કર્તા નથી, ભોક્તા નથી, મારે પૂર્વજન્મનાં અથવા આ જન્મનાં કંઇ કર્મ નથી, અને તેથી મને શરીર નથી; વળી હું શરીર વિનાનો યે નથી કેમકે આખું બ્રહ્માંડ આત્મસ્વરૂપ હોઇને મારું શરીર છે; હું જીવન્મુક્ત હોવાથી મમતાવાળો નથી તેમ જ મમતા વિનાનો યે નથી. ૬૬

न मे रागादिको दोषो दुःखं देहादिकं न मे ।
आत्मानं विद्धि मामेकं विशालं गगनोपमम् ॥ ६७ ॥

મને રાગ, દ્વેષ વગેરે દોષ નથી; મને શરીર વગેરેનાં

દુઃખો પણ નથી; મને એક, વિશાળ, આકાશ જેવું વ્યાપક આત્મસ્વરૂપ સમજો. ૬૭

सखे मनः किं बहुजल्पितेन
सखे मनः सर्वमिदं वितर्क्यम्।
यत्सारभूतं कथितं मया ते
त्वमेव तत्त्वं गगनोपमोऽसि ॥६८॥

હે મનજી મિત્ર! તને વધારે કહ્યાથી શો લાભ? મનજી મિત્ર! આ સઘળા તર્કો કરવાથી શું? જે કંઇ સારરૂપ છે તે મેં તને કહ્યું છે કે 'તું જ આકાશના જેવું વ્યાપક પરમ તત્ત્વ છે.' ૬૮

येन केनापि भावेन यत्र कुत्र मृता अपि।
योगिनस्तत्र लीयन्ते घटाकाशमिवाम्बरे ॥ ६९ ॥

જેમ ઘડા માંહેલું આકાશ મોટા આકાશમાં મળી જઇને એક રૂપ થઇ જાય છે, તેમ યોગીઓ ગમે તે ભાવના વચ્ચે અને ગમે તે ઠેકાણે મરણ પામે છતાં પરબ્રહ્મમાં જ મળી જઈ એક રૂપ થઈ જાય છે. ૬૯

तीर्थे चान्त्यजगेहे वा नष्टस्मृतिरपि त्यजन्।
समकाले तनुं मुक्तः कैवल्यव्यापको भवेत् ॥ ७० ॥

જ્ઞાનયોગી સ્મૃતિ હોય કે સ્મૃતિ ન હોય તોપણ તીર્થમાં અથવા અંત્યજના ઘરમાં સમકાળમાં એટલે પ્રારબ્ધકર્મ પૂરાં થઇ જતાં હોય તે સમયે જો દેહ છોડે છે તો તે કેવળ વ્યાપકબ્રહ્મમાં મળી જાય છે. ૭૦

धर्मार्थकाममोक्षांश्च द्विपदादिचराचरम्।
मन्यन्ते योगिनः सर्वं मरीचिजलसन्निभम् ॥ ७१ ॥

જ્ઞાનયોગીઓ ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એ ચાર પુરુષાર્થોને, તથા બે પગવાળાં મનુષ્યોથી માંડીને સઘળાં પ્રાણીઓને તેમ જ ચર અને અચર વસ્તુમાત્રને ઝાંઝવાનાં પાણી જેવાં ખોટાં માને છે. ૭૧

अतीतानागतं कर्म वर्तमानं तथैव च ।
न करोमि न भुञ्जामि इति मे निश्चला मतिः ॥ ७२ ॥

ભૂતકાળમાં મારા થયેલા જન્મોનાં કર્મો, ભવિષ્યકાળમાં મારા થનારા જન્મોનાં કર્મો, તેમ જ ચાલુ જન્મનાં કર્મ હું કરતો નથી તેમ તેનાં ફળોને ભોગવતો યે નથી, એવી મારી પાકી માન્યતા છે. ૭૨

(જેઓનો કર્મોમાં અધ્યાસ છે તેઓ પોતાને કર્તા માની દુઃખરૂપી ફળોના ભોક્તા થાય છે, પરંતુ જેઓનો કર્મોમાં અધ્યાસ નથી તેઓ પોતાને કર્તા નહિ માનતા હોવાથી કર્મનાં ફળરૂપી દુઃખોને પણ ભોગવતા નથી.)

शून्यागारे समरसपूतस्तिष्ठत्येकः सुखमवधूतः ।
चरति हि नग्नस्त्यक्त्वा गर्वं विन्दति केवलमात्मनि सर्वम् ७३

એવી રીતે અવધૂત બનેલો મસ્ત જ્ઞાનયોગી સર્વમાં સમાનભાવનાના રસથી પાવન થઈને એકલો, એકાંતવાસમાં દિગંબર રૂપે, અભિમાનનો ત્યાગ કરીને, નિશ્ચયપૂર્વક સુખેથી ફરતો રહે છે; તે સર્વ પ્રપંચ કેવળ આત્મસ્વરૂપ છે એમ જાણે છે. ૭૩

त्रितयतुरीयं नहि नहि यत्र विन्दति केवलमात्मनि तत्र ।
धर्माधर्मौ नहि नहि यत्र बद्धो मुक्तः कथमिह तत्र ॥७४॥

જેમાં જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય એ ચાર અવસ્થાઓ નથી તેવી અવસ્થામાં જ્ઞાનયોગી અવધૂત આત્માની અંદર બ્રહ્માનંદને પામે છે; એ અવસ્થામાં ધર્મ હોતો નથી, તથા

અધર્મ પણ હોતો નથી, તો પછી તેમાં બંધાયલો અથવા મુક્તિ પામેલો એવો ભેદ ક્યાંથી હોય? ૭૪

विन्दति विन्दति नहि नहि मन्त्रं
छन्दोलक्षणं नहि नहि तन्त्रम् ।
समरसमग्नो भावितपूतः
प्रलपति तत्त्वंपरमवधूतः ॥ ७५ ॥

અવધૂતની પદવીએ પહોંચેલો મસ્ત જ્ઞાનયોગી ઋગ્વેદ વગેરે કોઈ વેદના ખાસ મંત્રને નથી પકડતો; તેમ જ છંદોનાં લક્ષણવાળાં તંત્રોની જાળમાં યે નથી ફસાતો; પરંતુ તે પરમ આત્મતત્ત્વનું ચિંતન કરતો, પવિત્ર અંતઃકરણવાળો, એકરસ, આત્માનંદમાં ડૂબી જાય છે. ૭૫

सर्वशून्यमशून्यं च सत्यासत्यं न विद्यते ।
स्वभावभावतः प्रोक्तं शास्त्रसंवित्तिपूर्वकम् ॥ ७६ ॥

એ આત્મસ્વરૂપમાં સઘળું જગત શૂન્યની પેઠે છે. પણ તે આત્મા શૂન્યથી રહિત, શૂન્યના સાક્ષી રૂપ છે, એ આત્મામાં સત્ય કે અસત્ય નથી; એ આત્મતત્ત્વને જ્ઞાનીઓએ શાસ્ત્રોનાં જ્ઞાન-પૂર્વક સ્વભાવથી જ ભાવરૂપ છે એમ કહ્યું છે. ૭૬

इति श्रीदत्तात्रेयविरचितायामवधूतगीतायामात्म-
संवित्त्युपदेशो नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

ઇતિશ્રી દત્તાત્રેય સ્વામીએ રચેલ અવધૂત ગીતામાં 'આત્મજ્ઞાન ઉપદેશ' નામનો પહેલો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨

बालस्य वा विषयभोगरतस्य वापि
मूर्खस्य सेवकजनस्य गृहस्थितस्य ।
एतद्गुरोः किमपि नैव न चिन्तनीयं
रत्नं कथं त्यजति कोऽप्यशुचौ प्रतिष्ठम् ॥ १ ॥

ગુરુ ભલે બાળક હોય, વિષયોના ભોગોમાં રચ્યોપચ્યો જુવાન હોય, મૂર્ખ જેવો લાગતો હોય, કોઇનો સેવક હોય, અથવા ઘરબારી ગૃહસ્થ હોય, એ કોઈ બાબતનો ગુરુના સંબંધમાં વિચાર સરખોયે કરવો નહિ; શું કોઈ અપવિત્ર સ્થાનમાં પડી રહેલા રત્નને મૂકી દે છે! અપવિત્ર સ્થાનમાંથી રત્ન લઈ લેવામાં આવે છે, તેમ ગુરુ ગમે તેવો હોય છતાં યે તેની પાસેથી જ્ઞાન–રત્ન લઈ લેવું. ૧

नैवात्र काव्यगुण एव तु चिन्तनीयो
ग्राह्यः परं गुणवता खलु सार एव ।
सिन्दूरचित्ररहिता भुवि रूपशून्या
पारं न किं नयति नौरिह गन्तुकामान् ॥ २ ॥

ગુરુમાં કાવ્યજ્ઞાન કે કાવ્યની રસિકતાના ગુણ છે કે નહિ એનો જરાયે વિચાર કરવો નહિ; પરંતુ ગુણવાન મનુષ્યે ગુણગ્રાહક બનીને સારનો સંગ્રહ કરી લેવો; જે નૌકા–વહાણની સપાટી ઉપર સિન્દૂરના રંગો વડે ચિત્રો પાડેલાં ન હોય અને રૂપાળી દેખાતી ન હોય તેવી નૌકા શું સામે પાર જવાની ઇચ્છાવાળાને સામે પાર નથી પહોંચાડતી? ૨

प्रयत्नेन विना येन निश्चलेन चलाचलम् ।
ग्रस्तं स्वभावतः शान्तं चैतन्यं गगनोपमम् ॥ ३ ॥

જે અચળ આત્માએ કંઈ પણ ખાસ પ્રયાસ વિના સઘળું ચલ તથા અચલ ધારણ કરી રાખ્યું છે, તે આત્મા સ્વભાવથી શાંત, ચેતનસ્વરૂપ અને આકાશની પેઠે સ્થિર તથા વ્યાપક છે. ૩

अयत्नाच्चालयेद्यस्तु एकमेव चराचरम् ।
सर्वगं तत्कथं भिन्नमद्वैतं वर्तते मम ॥ ४ ॥

જે કંઈ પણ ખાસ યત્ન સિવાય એકલે પંડે સઘળા ચર તથા અચરને ચલાવી રહ્યું છે, અને સર્વ વસ્તુઓમાં વ્યાપીને રહેલું છે તે અદ્વૈત આત્મસ્વરૂપ મારાથી ભિન્ન કેમ હોઈ શકે? ૪

अहमेव परं यस्मात्सारात्सारतरं शिवम् ।
गमागमविनिर्मुक्तं निर्विकल्पं निराकुलम् ॥ ५ ॥

હું જ પ્રકૃતિથી સૂક્ષ્મ છું, સારના સારથી યે વધારે સાર-રૂપ છું, અને શિવસ્વરૂપ છું તેથી મને જન્મમરણ નથી, મને દ્વૈત–અદ્વૈતના વિકલ્પ નથી, મને કોઈ પણ જાતનાં દુઃખો નથી. ૫

सर्वावयवनिर्मुक्तं तदहं त्रिदशार्चितम् ।
संपूर्णत्वान्न गृह्णामि विभागं त्रिदशादिकम् ॥ ६ ॥

સચ્ચિદાનંદસ્વરૂપ હું અવયવરહિત છું, સઘળા દેવો મને પૂજે છે, હું સર્વમાં રહીને પૂર્ણ છું, તેથી દેવતાઓના વિભાગ હું ગ્રહણ કરતો નથી, અર્થાત્ દેવતાઓ સાથે મારો ભેદ નથી, અભેદ છે. ૬

प्रमादेन न संदेहः किं करिष्यामि वृत्तिवान् ।
उत्पद्यन्ते विलीयन्ते बुद्बुदाश्च यथा जले ॥ ७ ॥

પાણીમાં પરપોટાઓ ઊઠે છે અને પાછા તેમાં જ નાશ પામીને સમાઈ જાય છે, તેવી રીતે અંતઃકરણમાં પણ વૃત્તિઓ

ઊઠે છે અને તેમાં જ લય પામી સમાઈ જાય છે; કદાચ વૃત્તિઓના ઉછાળામાં હું કંઈક કરી બેસું એમાં સંશય નથી, જે કંઈ કરી જવાય તેનો હું સાક્ષી છું, કર્તા નથી. ૭

महदादीनि भूतानि समाप्यैवं सदैव हि ।
मृदुद्रव्येषु तीक्ष्णेषु गुडेषु कटुकेषु च ॥ ८ ॥
कटुत्वं चैव शैत्यत्वं मृदुत्वं यथा जले ।
प्रकृतिः पुरुषस्तद्वदभिन्नं प्रतिभाति मे ॥ ९ ॥

જેવી રીતે શીતળપણાનો, મૃદુપણાનો, તીખાપણાનો વગેરે ગુણ, મૃદુ, તીક્ષ્ણ, મધુર, તીખા પદાર્થોમાં અભિન્નપણે આશ્રય કરીને રહેલ છે, તેવી રીતે પુરુષ મહત્ વગેરે તત્ત્વોમાં તથા પાંચ મહાભૂતોમાં, પ્રકૃતિમાં સારી પેઠે વ્યાપીને હંમેશાં રહેલો છે; મને તેવી રીતે પ્રકૃતિ તથા પુરુષ વચ્ચે અભેદ ભાસે છે. ૮,૯

सर्वाख्यारहितं यद्यत्सूक्ष्मात्सूक्ष्मतरं परम् ।
मनोबुद्धींद्रियातीतमकलङ्कं जगत्पतिम् ॥ १० ॥

જેવી રીતે સર્વ સૂક્ષ્મોથી પણ વધારે સૂક્ષ્મ પ્રકૃતિ છે, તેવી રીતે પરમ પુરુષ, જગતનો સ્વામી, મન, બુદ્ધિ અને ઇન્દ્રિયો વડે ન પામી શકાય તેવો, ઉપાધિરહિત, સઘળાં નામો વગેરેથી રહિત, તે સૂક્ષ્મ પ્રકૃતિથી યે વધારે સૂક્ષ્મ છે. ૧૦

ईदृशं सहजं यत्र अहं तत्र कथं भवेत् ।
त्वमेव हि कथं तत्र कथं तत्र चराचरम् ॥ ११ ॥

આવી રીતનું જેનું સ્વભાવથી જ સ્વરૂપ છે તેમાં 'હું' ક્યાંથી હોય? 'તું' ક્યાંથી હોય? તેમ જ ચર તથા અચર પદાર્થો પણ ક્યાંથી હોય? ૧૧

गगनोपमं तु यत्प्रोक्तं तदेव गगनोपमम् ।
चैतन्यं दोषहीनं च सर्वज्ञं पूर्णमेव च ॥ १२ ॥

જે કંઈ આકાશની ઉપમાવાળું છે એમ કહેવાય છે તે આકાશની ઉપમાવાળું જ હોય છે; તેવી રીતે દોષ વિનાનું, સર્વજ્ઞ, પૂર્ણ, ચેતનબ્રહ્મ કહેવાય છે, તે ચેતનબ્રહ્મ જ છે. તેના જેવું બીજું કંઈ નથી. ૧૨

पृथिव्यां चरितं नैव मारुतेन च वाहितम् ।
वारिणा पिहितं नैव तेजोमध्ये व्यवस्थितम् ॥ १३ ॥

એ ચેતનબ્રહ્મ આત્મા પૃથ્વી પર ચાલતો નથી, પવન તેને વહન કરતો નથી, પાણીમાં તે ડૂબી જતો નથી, પણ તે તેજમાં સ્થિર થઈને રહે છે, અર્થાત્ તેજોમય છે. ૧૩

आकाशं तेन संव्याप्तं न तद्व्याप्तं च केनचित् ।
सबाह्याभ्यन्तरं तिष्ठत्यवच्छिन्नं निरन्तरम् ॥ १४ ॥

જે આકાશનો પાર કોઈ પામી શકતું નથી, તે આકાશ તે ચેતન બ્રહ્મ આત્મતત્ત્વ વડે સારી પેઠે વ્યાપેલું છે; તે આત્મતત્ત્વ બીજા કોઈ પદાર્થ વડે વ્યાપેલું થઈ શકતું નથી, તે અવિચ્છિન્નપણે નિરંતર બહાર તેમ જ અંદર વ્યાપીને રહેલું છે.

सूक्ष्मत्वात्तददृश्यत्वान्निर्गुणत्वाच्च योगिभिः ।
आलम्बनादि यत्प्रोक्तं क्रमादालम्बनं भवेत् ॥ १५ ॥

જ્ઞાનયોગીઓએ ચેતનબ્રહ્મનો આશ્રય કરવાનું જે કહેલું છે તે આશ્રય ક્રમે કરીને સાધ્ય થાય છે; કારણ કે ચેતનબ્રહ્મ સૂક્ષ્મ છે, અદૃશ્ય છે અને નિર્ગુણ છે. ૧૫

सतताऽभ्यासयुक्तस्तु निरालम्बो यदा भवेत् ।
तल्लयाल्लीयते नान्तर्गुणदोषविवर्जितः ॥ १६ ॥

લાંબા સમય સુધી હંમેશાં અભ્યાસ કરી કરીને અભ્યાસી શાલિગ્રામ વગેરેમાં આશ્રય ન લેવો પડે એવી સ્થિતિમાં આવી જાય છે, ત્યારે તે અભ્યાસીના ધ્યેયના લય સાથે તે

પોતે ધ્યાતાનો યે લય થઈ જાય છે, અને તે અંતઃકરણના ગુણદોષથી મુક્ત થઈ જાય છે. ૧૬

विषविश्वस्य रौद्रस्य मोहमूर्च्छाप्रदस्य च ।
एकमेव विनाशाय ह्यमोघं सहजामृतम् ॥ १७ ॥

સંસારરૂપી મહા ભયંકર વિષ, મોહ તથા મૂર્છા આપનારું છે; તે વિષના વિનાશ માટે, અફળ ન જાય તેવું, સ્વાભાવિક, આત્મજ્ઞાનરૂપી એક જ અમૃત છે. ૧૭

भावगम्यं निराकारं साकारं दृष्टिगोचरम् ।
भावाभावविनिर्मुक्तमन्तरालं तदुच्यते ॥ १८ ॥

જે આકાર વિનાનું છે તે ભાવના વડે જાણી શકાય તેવું હોય છે; આકારવાળું તો નજરે જોઈને જાણી શકાય છે; પણ ભાવ અથવા અભાવ વિનાનું અંતરાલ એટલે અનિર્વાચ્ય કહેવાય છે; તે જ શુદ્ધ ચેતન છે.૧૮

बाह्यभावं भवेद्विश्वमन्तःप्रकृतिरुच्यते ।
अन्तरादन्तरं ज्ञेयं नारिकेलफलाम्बुवत् ॥ १९ ॥

વિશ્વ બહારના ભાવવાળું છે, પ્રકૃતિ અંદરના ભાવવાળી કહેવાય છે. નાળિયેરના ફળની અંદરના પાણીની પેઠે અંદરની પ્રકૃતિની પણ અંદરનું પુરુષરૂપી ચેતનબ્રહ્મ છે એમ સમજો. ૧૯

भ्रान्तिज्ञानं स्थितं बाह्यं सम्यग्ज्ञानं च मध्यगम् ।
मध्यान्मध्यतरं ज्ञेयं नारिकेलफलाम्बुवत् ॥ २० ॥

બાહ્ય પદાર્થોમાં રહેલું જ્ઞાન ભ્રાન્તિવાળું એટલે ભમાવનારું હોય છે; અને અંદરનું જ્ઞાન સમ્યક્ એટલે યથાર્થ–સાચું હોય છે; નારિયેળનાં ફળની અંદરમાં અંદર રહેલાં પાણીની પેઠે અંદરમાં અંદર રહેલું પુરુષરૂપી આત્મતત્ત્વ જ જાણવા યોગ્ય છે.

पौर्णमास्यां यथा चन्द्र एक एवातिनिर्मलः ।
तेन तत्सदृशं पश्येद्द्विधादृष्टिर्विपर्ययः ॥ २१ ॥

પૂર્ણિમાની રાત્રિએ જેવી રીતે અતિ નિર્મળ એક જ ચંદ્રમા છે, કદાચ દ્રષ્ટિદોષથી કોઇને બે ચંદ્રમા દેખાય પણ ખરી રીતે બે ચન્દ્રમા નથી પણ એક જ ચંદ્ર છે, તેવી રીતે અતિ નિર્મળ આત્મા પણ એક જ છે એમ જોવું. ૨૧

अनेनैव प्रकारेण बुद्धिभेदो न सर्वगः ।
दाता च धीरतामेति गीयते नामकोटिभिः ॥ २२ ॥

આ જ પ્રકારે એક નહિ પણ બે છે એવો બુદ્ધિભેદ સર્વગત આત્મમાં નથી; કેવળ એક આત્મા છે એવું અભેદબુદ્ધિવાળું જ્ઞાન જે કોઈ આપે છે તે ધીરપણાને* પામે છે અને તે જિજ્ઞાસુઓ વડે કરોડો નામોથી ગવાય છે અર્થાત્ સ્તુતિ કરાય છે. ૨૨

गुरुप्रज्ञाप्रसादेन मूर्खो वा यदि पण्डितः ।
यस्तु संबुध्यते तत्त्वं विरक्तो भवसागरात् ॥ २३ ॥

કોઈ પણ માણસ પછી ભલે તે મૂર્ખ હોય અથવા પંડિત હોય છતાં જો તે ગુરુજીની પ્રકૃષ્ટ જ્ઞાનબુદ્ધિના પ્રસાદ વડે તત્ત્વજ્ઞાન પામીને સારી પેઠે જાગૃત બની જાય છે તો તેની સંસારસાગર પરથી પ્રીતિ ઊઠી જાય છે. ૨૩

रागद्वेषविनिर्मुक्तः सर्वभूतहिते रतः ।
दृढबोधश्च धीरश्च स गच्छेत्परमं पदम् ॥ २४ ॥

એવી રીતે રાગદ્વેષથી છૂટી ગયેલો, સર્વ પ્રાણીઓનું હિત સાધવામાં જ રમ્યા કરતો, અડગ જ્ઞાનવાળો, અને ધીર બનેલો પુરુષ પરમ પદને પામે છે. ૨૪

---

* विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः॥
વિકાર થવાનું કારણ હાજર હોય છતાં જેના ચિત્તમાં વિકાર થતો નથી તેઓ જ ધીર પુરુષો છે.—કવિકુલગુરુ કાલિદાસ, 'કુમારસંભવ'

घटे भिन्ने घटाकाश आकाशे लीयते यथा ।
देहाभावे तथा योगी स्वरूपे परमात्मनि ॥ २५ ॥

જેમ ઘડો ભાંગી જતાં ઘડામાં રહેલું આકાશ મોટા આકાશમાં સમાઇ જાય છે, તેમ દેહાધ્યાસ અર્થાત્ દેહનું ભાન છૂટી જતાં યોગી પણ પરમાત્માના સ્વરૂપમાં સમાઇ જાય છે. ૨૫

उक्तेयं कर्मयुक्तानां मतिर्यान्तेऽपि सा गतिः
न चोक्ता योगयुक्तानां मतिर्यान्तेऽपि सा गतिः ॥२६॥

કર્મમાર્ગમાં પ્રવૃત્ત થયેલાઓના સંબંધમાં એમ કહેવાય છે કે 'અન્તકાળે જેવી મતિ તેવી તેની ગતિ થાય છે;' પરંતુ યોગમાર્ગીઓના સંબંધમાં 'અન્તકાળે જેવી મતિ તેવી ગતિ' એમ કહેવાતું નથી; કારણ કે યોગીઓ હંમેશાં જ એટલે અંતકાળે પણ બ્રહ્મચિંતનમાં જ લીન હોય છે અને તેથી તેઓ બ્રહ્મપદને જ પામે છે. ૨૬

या गतिः कर्मयुक्तानां सा च वागिन्द्रियाद्वदेत् ।
योगिनां या गतिः क्वापि ह्यकथ्या भवतार्जिता ॥२७॥

કર્મમાર્ગવાળાઓની જે ગતિ થાય છે તેનું વર્ણન વાણી વડે થઈ શકે છે; પરંતુ જ્ઞાનયોગીઓને જન્મમરણના ફેરાનો તિરસ્કાર કરાવનારી જે ગતિ પ્રાપ્ત થાય છે તેનું વાણીથી વર્ણન થઈ શકતું નથી. ૨૭

एवं ज्ञात्वा त्वमुं मार्गं योगिनां नैव कल्पितम् ।
विकल्पवर्जनं तेषां स्वयं सिद्धिः प्रवर्तते ॥ २८ ॥

એવી રીતે આ માર્ગનું જ્ઞાન થઈ ગયેલા યોગીને વિકલ્પ થતો નથી, કેમકે તેઓ સંકલ્પવિકલ્પથી રહિત હોય છે અને તેથી સિદ્ધિ પોતે જ તેમની પાસે ચાલી આવે છે. ૨૮

तीर्थे वान्त्यजगेहे वा यत्र कुत्र मृतोऽपि वा ।
न योगी पश्यते गर्भं परे ब्रह्मणि लीयते ॥ २९ ॥

જ્ઞાનયોગી ગમે તો કોઈ તીર્થસ્થાનમાં અથવા અંત્યજને ઘેર અથવા બીજે કોઇ ઠેકાણે મરણ પામે, તોપણ તે ફરીવાર ગર્ભાશયને દેખતો નથી, પણ પરબ્રહ્મમાં મળી જઇને એકાકાર થઈ જાય છે. ૨૯

सहजमजमचिन्त्यं यस्तु पश्येत्स्वरूपं
घटति यदि यथेष्टं लिप्यते नैव दोषैः ।
सकृदपि तदभावात्कर्म किंचिन्न कुर्या-
त्तदपि न च विबद्धः संयमी वा तपस्वी ॥३०॥

એક વખત પણ જેને સ્વાભાવિક, જન્મરહિત, અને મન, વાણી વડે નહિ જાણી શકાય તેવા આત્મસ્વરૂપનું દર્શન થઈ જાય છે, તેવા જ્ઞાનયોગીના સંબંધમાં જો કંઇ યથેષ્ટ ઘટના બની જાય તોયે તેને દોષ લાગતા નથી, અને દોષના અભાવે તે કર્મ કરતો નથી તેથી તે સંયમી તપસ્વી બંધનમાં ફસાતો નથી. ૩૦

निरामयं निष्प्रतिमं निराकृतिं
निराश्रयं निर्वपुषं निराशिषम् ।
निर्द्वन्द्वनिर्मोहमलुप्तशक्तिकं
तमीशमात्मानमुपैति शाश्वतम् ॥ ३१ ॥

જ્ઞાનયોગી સનાતન, સકળ જગતના સ્વામી આત્માને પામે છે, જે આત્મા નિરોગી–નિર્દોષ, પ્રતિમા વગરનો, નિરાકાર, નિરાધાર, શરીર રહિત, ઇચ્છા વગરનો, રાગદ્વેષ વગેરેથી રહિત તથા મોહ વિનાનો અને અખંડિત શક્તિવાળો છે.

वेदो न दीक्षा न च मुण्डनक्रिया
गुरुर्न शिष्यो न च यंत्रसंपदः ।

मुद्रादिकं चापि न यत्र भासते
तमीशमात्मानमुपैति शाश्वतम् ॥ ३२ ॥

જ્ઞાનયોગી સનાતન, સકળ જગતના સ્વામી આત્માને પામે છે; જે આત્મામાં, વેદો, દીક્ષા, મુંડનક્રિયા, ગુરુ, શિષ્ય, યંત્ર, મંત્ર વગેરેનો વૈભવ, મુદ્રા વગેરે કંઇ પણ ભાસતું નથી.

न शांभवं शाक्तिकमानवं न वा
पिण्डं च रूपं च पदादिकं न वा ।
आरम्भनिष्पत्तिघटादिकं च नो
तमीशमात्मानमुपैति शाश्वतम् ॥ ३३ ॥

જ્ઞાનયોગી સનાતન, સકળ જગતના સ્વામી આત્માને મેળવે છે; જે આત્મામાં શંકર સંબંધી, શક્તિ સંબંધી કે મનુષ્ય સંબંધી કંઇ પણ વ્યવહાર ચાલતો નથી, જે આત્માને પિંડ નથી, રૂપ નથી, અથવા પદ વગેરે નથી, તેમ જ આરંભ, ઉત્પત્તિ, ઘટ વગેરે કંઇ નથી. ૩૩

यस्य स्वरूपात्सचराचरं जग-
दुत्पद्यते तिष्ठति लीयतेऽपि वा ।
पयोविकारादिव फेनबुद्बुदा-
स्तमीशमात्मानमुपैति शाश्वतम् ॥ ३४ ॥

જ્ઞાનયોગી સનાતન, સકળ વિશ્વના સ્વામી આત્માને પામે છે; જે આત્મસ્વરૂપમાં, પાણીના વિકારમાંથી ઉપજતા ફીણ, પરપોટાઓની પેઠે ચર તથા અચર પદાર્થોવાળું જગત ઉત્પન્ન થાય છે, રહે છે, અને લય પામે છે. ૩૪

नासानिरोधो न च दृष्टिरासनं
बोधोऽप्यबोधोऽपि न यत्र भासते ।
नाडीप्रचारोऽपि न यत्र किंचि-
त्तमीशमात्मानमुपैति शाश्वतम् ॥ ३५ ॥

જ્ઞાનયોગી સનાતન, સકળ વિશ્વના સ્વામી આત્માને પામે છે; જે આત્મામાં વાયુનો નિરોધ કરીને પ્રાણાયામ વગેરે, નાસાગ્ર દૃષ્ટિ, પદ્માસન વગેરે આસનો, તથા જ્ઞાન કે અજ્ઞાનનું ભાન હોતું નથી, તેમજ નાડીઓનું હલનચલન પણ હોતું નથી. ૩૬

नानात्वमेकत्वमुभत्वमन्यता
अणुत्वदीर्घत्वमहत्त्वशून्यता ।
मानत्वमेयत्वसमत्ववर्जितं
तमीशमात्मानमुपैति शाश्वतम् ॥ ३६ ॥

જ્ઞાનયોગી સનાતન, સર્વ વિશ્વના સ્વામી આત્માને મેળવે છે; જેમાં અનેકપણું, એકપણું, બેપણું, બીજાપણું, અણુપણું, દીર્ઘપણું, મોટાપણું, શૂન્યપણું, પ્રમાણ તથા પ્રમેય અને સમપણું હોતાં નથી. ૩૬

सुसंयमी वा यदि वा न संयमी
सुसंग्रही वा यदि वा न संग्रही ।
निष्कर्मको वा यदि वा सकर्मक-
स्तमीशमात्मानमुपैति शाश्वतम् ॥ ३७ ॥

જ્ઞાનયોગી, સનાતન, સર્વ વિશ્વના સ્વામી આત્માને પામે છે, પછી ભલે ગમે તો તે સારી પેઠે સંયમ પાળતો હોય અથવા અસંયમી હોય; ગમે તો તે વસ્તુઓનો સંગ્રહ કરનાર હોય કે સંગ્રહ ન કરતો હોય; ગમે તો તે કર્મ કરતો હોય કે કર્મ ન કરતો હોય. ૩૭

मनो न बुद्धिर्न शरीरमिन्द्रियं
तन्मात्रभूतानि न भूतपञ्चकम् ।
अहंकृतिश्चापि वियत्स्वरूपकं
तमीशमात्मानमुपैति शाश्वतम् ॥ ३८ ॥

જ્ઞાનયોગી, સનાતન, સઘળા વિશ્વના સ્વામી, આત્માને પામે છે; જે આત્માને મન નથી પહોંચી શકતુ, બુદ્ધિ નથી પહોંચી શકતી, જ્યાં શરીર, ઇન્દ્રિયો, આકાશાદિ સૂક્ષ્મ મહાભૂતો તેમ જ સ્થૂળ પંચ મહાભૂતો નથી પહોંચી શકતાં; જ્યાં અહંકાર નથી, જ્યાં આકાશરૂપ પણ નથી. ૩૮

विधौनिरोधे परमात्मतां गते
न योगिनश्चेतसि भेदवर्जिते ।
शौचं न वा शौचमलिङ्गभावना
सर्वं विधेयं यदि वा निषिध्यते ॥ ३९ ॥

જ્ઞાનયોગીઓનું ચિત્ત ભેદરહિત પરમાત્માના સ્વરૂપમાં મળી ગયેલું હોવાથી તેને અમુક કરવું જોઇએ એવો વિધિ હોતો નથી તથા અમુક નહિ કરવું એવો નિષેધ પણ હોતો નથી; તેને પવિત્રતા કે અપવિત્રતા યે હોતાં નથી; તેને લિંગ–ચિહ્નભાવના એટલે સ્ત્રી કે પુરુષપણાનું ભાન રહેતું નથી; અને સઘળું કરવું અથવા નહિ કરવું એમ હોતું નથી. ૩૯

मनो वचो यत्र न शक्तमीरितुं नूनं कथं तत्र गुरूपदेशता ।
इमां कथामुक्तवतो गुरोस्तद्युक्तस्य तत्त्वं हि समं प्रकाशते ॥

મન જે આત્માની કલ્પના કરી શકતું નથી, વાણી જે આત્મા વિષે બોલી શકતી નથી, તે આત્માના સંબંધમાં ગુરુનો ઉપદેશ શું કામ કરી શકે? પરંતુ આત્મજ્ઞાનવાળો ગુરુ આત્મજ્ઞાનની કથા જેને કહે છે તેને સર્વમાં સમાન રીતે રહેલું આત્મતત્ત્વ જરૂર પ્રગટ થાય છે. ૪૦

इति श्रीदत्तात्रेयविरचितायामवधूतगीतायामात्म-
संवित्त्युपदेशो नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

ઇતિશ્રી દત્તાત્રેય સ્વામીએ રચેલ અવધૂત ગીતામાં 'આત્મજ્ઞાન
ઉપદેશ' નામનો બીજો અધ્યાય સંપૂર્ણ

गुणविगुणविभागो वर्तते नैव किंचि-
द्रतिविरतिविहीनं निर्मलं निष्प्रपञ्चम् ।
गुणविगुणविहीनं व्यापकं विश्वरूपं
कथमहमिह वन्दे व्योमरूपं शिवं वै ॥ १ ॥

જે ચેતન આત્મામાં ગુણ અથવા અગુણનો ભેદ જરાયે નથી; જેમાં રતિ–પ્રેમ અથવા વિરતિ–અપ્રેમ નથી, જે નિર્મળ છે, જે પ્રપંચરહિત છે, જેમાં ગુણ નથી તેમ અગુણ પણ નથી, જે વ્યાપક વિશ્વરૂપ છે, તે આકાશરૂપ શિવસ્વરૂપ આત્માને હું અહીંયાં શી રીતે વંદન કરું? ૧

श्वेतादिवर्णरहितो नियतं शिवश्च
कार्यं हि कारणमिदं हि परं शिवश्च ।
एवं विकल्परहितोऽहमलं शिवश्च
स्वात्मानमात्मनि सुमित्र कथं नमामि ॥ २ ॥

હું ધોળા પીળા વગેરે રંગોરહિત નિત્ય શિવસ્વરૂપ છું; જે કાર્યકારણરૂપે આ ભાસે છે તે નિશ્ચયપૂર્વક પરમ શિવસ્વરૂપ હું છું; એ રીતે વિકલ્પ વિનાનો, પૂર્ણ શિવસ્વરૂપ હું છું; તો પછી હે સુમિત્ર! આત્મામાં પોતાના જ આત્માને શી રીતે નમું? ૨

निर्मूलमूलरहितो हि सदोदितोऽहं
निर्धूमधूमरहितो हि सदोदितोऽहम् ।
निर्दीपदीपरहितो हि सदोदितोऽहं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ३ ॥

હું નિર્મૂળ છું એટલે મારું મૂળ કારણ કોઈ નથી. તેમ જ હું કોઇનું મૂળ કારણ નથી. પણ નિશ્ચયપૂર્વક હું સર્વદા પ્રકાશિત–પ્રકાશસ્વરૂપ છું; મારામાં ધૂમ–અજ્ઞાન નથી તેથી અજ્ઞાનરહિત હું હંમેશાં પ્રકાશસ્વરૂપ છું; મને પ્રકાશ આપવાને દીવાની જરૂર નથી તેથી દીવા વિના હું હંમેશાં પ્રકાશસ્વરૂપ છું;* હું જ્ઞાનમય–અમૃતસ્વરૂપ, સમરસ અર્થાત્ એકરસ આનંદમય અને આકાશની ઉપમવાવાળો અર્થાત્ આકાશ જેવો સૂક્ષ્મ, નિર્મળ, વ્યાપક છું. ૩

निष्काममकाममिह नाम कथं वदामि
निःसंगसंगमिह नाम कथं वदामि ।
निःसारसारसहितं च कथं वदामि
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ४ ॥

નિષ્કામ આત્માને કામનાવાળો શી રીતે કહું? સંગરહિત આત્માને સંગવાળો કેવી રીતે કહું? સાર વિનાનાને સારવાળો શી રીતે કહું? હું–આત્મા જ્ઞાનમય, અમૃતસ્વરૂપ, એકરસ, આકાશના જેવો નિર્મળ–વ્યાપક છું. ૪

अद्वैतरूपमखिलं हि कथं वदामि
द्वैतस्वरूपमखिलं हि कथं वदामि ।
नित्यं त्वनित्यमखिलं हि कथं वदामि
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ५ ॥

પ્રત્યક્ષ પ્રમાણથી દ્વૈતરૂપ દેખાતા આ સર્વ જગતને અદ્વૈતરૂપ છે, એમ નિશ્ચયપૂર્વક કેવી રીતે કહું? તેને નિશ્ચયપૂર્વક

* અહીંથી આરંભીને આ અધ્યાયના ૪૨મા શ્લોક સુધી દરેક શ્લોકના છેલ્લા ચરણમાં 'अहम्–હું' શબ્દ આવે છે તે શુદ્ધ ચૈતન્ય આત્મસ્વરૂપનો બોધક સમજવો.

દ્વૈતસ્વરૂપ પણ કેવી રીતે કહી શકું? કારણ કે સુષુપ્તિ તથા મોક્ષદશામાં તેનો અભાવ થઈ જાય છે; નાશવંત સર્વ જગતને નિત્ય કેમ કહું? તેમજ નજરે દેખાનારને અનિત્ય પણ શી રીતે નિશ્ચયપૂર્વક કહું? હું-આત્મા, જ્ઞાનમય, અમૃતસ્વરૂપ, એકરસ, આકાશના જેવો સૂક્ષ્મ, નિર્મળ-વ્યાપક છું. ૫

स्थूलं हि नो नहि कृशं न गतागतं हि
आद्यन्तमध्यरहितं न परापरं हि ।
सत्यं वदामि खलु वै परमार्थतत्त्वं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ६ ॥

આત્મા સ્થૂલ નથી કે સૂક્ષ્મ નથી, તેને જન્મ નથી કે મરણ નથી, તે આદિ, મધ્ય તથા અન્ત વિનાનો છે, પર નથી કે અપર નથી, હું ખરું કહું છું કે તે પરમાર્થતત્ત્વ છે; હું-આત્મા જ્ઞાનમય-અમૃતસ્વરૂપ, એકરસ, આકાશના જેવો સૂક્ષ્મ, નિર્મળ વ્યાપક છું. ૬

संविद्धि सर्वकरणानि नभोनिभानि
संविद्धि सर्वविषयाश्च नभोनिभाश्च ।
संविद्धि चैकममलं न हि बन्धमुक्तं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ७ ॥

સર્વ ઇન્દ્રિયોને આકાશના જેવી શૂન્ય સારી પેઠે સમજ; સર્વ વિષયોને પણ આકાશના જેવા શૂન્ય સારી પેઠે સમજ; જેને બંધ કે મોક્ષ નથી, એવો આત્મા મળ વગરનો એક છે એમ સારી પેઠે સમજ; તે જ્ઞાનમય-અમૃતસ્વરૂપ, એકરસ, આકાશના જેવો નિર્મળ વ્યાપક આત્મા હું પોતે જ છું એમ સ્વાનુભવ કર. ૭

दुर्बोधबोधगहनो न भवामि तात
दुर्लक्ष्यलक्ष्यगहनो न भवामि तात ।
आसन्नरूपगहनो न भवामि तात
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ८ ॥

હે તાત! હે પ્રિય! હું આત્મા મુશ્કેલીથી બોધ થાય તેવો કે સહેલાઈથી બોધ થાય તેવો ગહન–ઊંડો–કઠીન નથી; જેનું લક્ષણ કરી શકાતું નથી તથા જેનું લક્ષણ કરી શકાય છે તેવો ગહન હું નથી; સર્વના અંતઃકરણમાં એકદમ સમીપ હોવાથી સ્વરૂપ સમજવામાં ગહન હું નથી; હું જ્ઞાનમય, અમૃતસ્વરૂપ, એકરસ આકાશ જેવું નિર્મળ, વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કર. ૮

निष्कर्मकर्मदहनो ज्वलनो भवामि
निर्दुःखदुःखदहनो ज्वलनो भवामि ।
निर्देहदेहदहनो ज्वलनो भवामि
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ९ ॥

હું આત્મા કર્મથી રહિત હોવા છતાં કર્મોને બાળી નાખનાર અગ્નિ છું; હું દુઃખરહિત હોવા છતાં દુઃખોને બાળી નાખનાર અગ્નિ છું; હું શરીર વિનાનો હોવા છતાં શરીરોને બાળી નાખનાર અગ્નિ છું; હું આત્મા, જ્ઞાનમય, અમૃતસ્વરૂપ, એકરસ, આકાશ જેવો સૂક્ષ્મ–વ્યાપક છું એમ સ્વાનુભવ કર. ૯

निष्पापपापदहनो हि हुताशनोऽहं
निर्धर्मधर्मदहनो हि हुताशनोऽहम् ।
निर्बन्धबन्धदहनो हि हुताशनोऽहं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ १० ॥

હું પાપોથી રહિત હોવા છતાં પાપોને બાળી નાખનાર અગ્નિ છું, ધર્મથી રહિત હોવા છતાં હું ધર્મોને બાળી નાખનાર અગ્નિ છું; હું બંધનરહિત હોવા છતાં બંધનોને બાળી નાખનાર અગ્નિ છું; હું આત્મસ્વરૂપ, જ્ઞાનમય, અમૃતરૂપ, એકરસ, આકાશના જેવો નિર્મળ-વ્યાપક છું, એમ સ્વાનુભવ કર. ૧૦

निर्भावभावरहितो न भवामि वत्स
निर्योगयोगरहितो न भवामि वत्स ।
निश्चित्तचित्तरहितो न भवामि वत्स
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ११ ॥

હે વત્સ ! હું પ્રેમ વિનાનો હોવા છતાં પ્રેમરહિત નથી, પરંતુ પ્રેમસ્વરૂપ છું; હું યોગરહિત હોવા છતાં યોગરહિત નથી; હું ચિત્તરહિત હોવા છતાં ચિત્તરહિત નથી; હું આત્મસ્વરૂપ, જ્ઞાનમય, અમૃતરૂપ, એકરસ, આકાશના જેવો નિર્મળ વ્યાપક છું એવો સ્વાનુભવ કર. ૧૧

निर्मोहमोहपदवीति न मे विकल्पो
निःशोकशोकपदवीति न मे विकल्पः ।
निर्लोभलोभपदवीति न मे विकल्पो
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ १२ ॥

હું મોહરહિત છું કે મોહસહિત છું એવો વિકલ્પ મને નથી; હું શોકરહિત છું કે શોકસહિત છું એવો વિકલ્પ મને નથી; હું લોભરહિત છું કે લોભસહિત છું એવો વિકલ્પ પણ મને નથી; હું આત્મસ્વરૂપ, જ્ઞાનમય, અમૃતરૂપ, એકરસ, આકાશના જેવો વ્યાપક છું એમ સ્વાનુભવ કર. ૧૨

संसारसंततिलता न च मे कदाचित्
संतोषसंततिसुखं न च मे कदाचित् ।

अज्ञानबन्धनमिदं न च मे कदाचित्
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ १३ ॥

સંસારના વિસ્તારની લતા–વેલની સાથે મારે કદીયે કંઈ સંબંધ નથી; સંતોષના વિસ્તારનાં સુખોની સાથે મારે કદીયે કંઈ સંબંધ નથી; આ અજ્ઞાનનું બંધન મને કદીયે નથી; હું આત્મસ્વરૂપ, જ્ઞાનમય, અમૃતરૂપ, એકરસ, આકાશના જેવો વ્યાપક નિર્મળ છું એમ સ્વાનુભવ કર. ૧૩

संसारसंततिरजो न च मे विकारः
संतापसंततितमो न च मे विकारः ।
सत्त्वं स्वधर्मजनकं न च मे विकारो
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ १४ ॥

સંસારના વિસ્તાર વડે મને રજોગુણનો વિકાર થતો નથી; સંતાપના વિસ્તારવડે મને તમોગુણનો વિકાર થતો નથી; સ્વધર્મને ઉપજાવનાર સત્ત્વગુણનો વિકાર પણ મને થતો નથી; હું આત્મસ્વરૂપ, જ્ઞાનમય, અમૃતરૂપ, એકરસ, આકાશ જેવો સૂક્ષ્મવ્યાપક નિર્મળ છું એવો સ્વાનુભવ કર ૧૪

संतापदुःखजनको न विधिः कदाचित्
संतापयोगजनितं न मनः कदाचित् ।
यस्मादहंकृतिरियं न च मे कदाचित्
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ १५ ॥

સંતાપ આપે એવાં દુઃખોને ઉપજાવનાર કોઈ પણ વિધિ સાથે મારે કદીયે સંબંધ નથી; સંતાપના યોગે ઉપજેલા મન સાથે પણ મારે કદીયે સંબંધ નથી; અને જેનાથી આ અહંકાર ઉપજે એવી કોઈ પણ બાબત સાથે મારે કદીયે સંબંધ

નથી; હું આત્મસ્વરૂપ, જ્ઞાનમય, અમૃતરૂપ, એકરસ, આકાશ-ના જેવો નિર્મળ, વ્યાપક છું એમ સ્વાનુભવ કર. ૧૫

निष्कम्पकम्पनिधनं न विकल्पकल्पं
स्वप्नप्रबोधनिधनं न हिताहितं हि ।
निःसारसारनिधनं न चराचरं हि
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ १६ ॥

હું કમ્પ વિનાનો નથી, તેમ કમ્પવાળોયે નથી; હું વિકલ્પ નથી તેમ સંકલ્પ પણ નથી; સ્વપ્ન નથી તેમ જાગ્રત પણ નથી; હિત નથી તેમ અહિત નથી; સાર વિનાનો નથી તેમ સારવાળો નથી; ચર નથી તેમ અચર નથી. હું આત્મસ્વરૂપ, જ્ઞાનમય, અમૃતરૂપ, એકરસ, આકાશના જેવો નિર્મળ, સૂક્ષ્મ, વ્યાપક છું એમ સ્વાનુભવ કર. ૧૬

नो वेद्यवेदकमिदं न च हेतुतर्क्यं
वाचामगोचरमिदं न मनो न बुद्धिः ।
एवं कथं हि भवतः कथयामि तत्त्वं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ १७ ॥

આત્મતત્ત્વ ઈન્દ્રિયો વગેરેથી જાણી શકાય તેવું નથી; તેમ તે કોઈનું જાણનાર એટલે જ્ઞાનસાધક નથી; તે કારણ નથી, કે તર્ક કરવા યોગ્ય નથી; વાણી, મન અને બુદ્ધિનો વિષય થાય તેવું પણ તે નથી; એવું આત્મતત્ત્વ હું તમોને કેમ કહી શકું ? હું આત્મસ્વરૂપ, જ્ઞાનમય-અમૃતરૂપ, એકરસ, આકાશના જેવો નિર્મળ વ્યાપક છું, એવો સ્વાનુભવ કર. ૧૭

निर्भिन्नभिन्नरहितं परमार्थतत्त्व-
मन्तर्बहिर्न हि कथं परमार्थतत्त्वम् ।

प्राक्संभवं न च रतं नहि वस्तु किञ्चित्
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ १८ ॥

અભેદ તથા ભેદ વિનાનું પરમાર્થતત્ત્વ અંદર તથા બહાર ક્યાંથી જ હોય? તે પરમાર્થતત્ત્વ પૂર્વકાળમાં કોઈ વખતે ઊપજેલું એમ પણ ક્યાંથી બને? તે કોઈ વસ્તુમાં આસક્ત હોય એમ પણ કેમ બને? અને પોતે કોઈ પણ વસ્તુ હોય એમ પણ ક્યાંથી બને? હું આત્મસ્વરૂપ, જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ આકાશ જેવું અલિપ્ત વ્યાપક છું એમ સ્વાનુભવ કર. ૧૮

रागादिदोषरहितं त्वहमेव तत्त्वं
दैवादिदोषरहितं त्वहमेव तत्त्वम् ।
संसारशोकरहितं त्वहमेव तत्त्वं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ १९ ॥

રાગદ્વેષ વગેરે દોષરહિત તત્ત્વસ્વરૂપ હું જ છું; દૈવ વગેરે દોષરહિત તત્ત્વસ્વરૂપ હું જ છું; સંસારના શોક વગરનું તત્ત્વસ્વરૂપ પણ હું જ છું; હું આત્મસ્વરૂપ, જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ આકાશ જેવું નિર્મળ વ્યાપક છું એમ સ્વાનુભવ કર. ૧૯

स्थानत्रयं यदि च नेति कथं तुरीयं
कालत्रयं यदि च नेति कथं दिशश्च ।
शान्तं पदं हि परमं परमार्थतत्त्वं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ २० ॥

જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, એ ત્રણ અવસ્થાઓ આત્મામાં નથી, તો પછી ચોથી તુરીય અવસ્થા ક્યાંથી જ હોય? ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ કાળો પણ આત્મામાં નથી, તો પછી દિશાઓ શાની હોય? પરમાર્થતત્ત્વ નિશ્ચયપૂર્વક શાન્ત-

સ્વરૂપ, પરમ પદ છે; હું આત્મસ્વરૂપ, જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશ જેવું નિર્મળ વ્યાપક છું એવો સ્વાનુભવ કર. ૨૦

दीर्घो लघुः पुनरितीह न मे विभागो
विस्तारसंकटमितीह न मे विभागः ।
कोणं हि वर्तुलमितीह न मे विभागो
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ २१ ॥

લાંબુ કે ટૂંકું એવા મારા વિભાગો નથી; વિસ્તાર કે સંકોચ એવા મારા વિભાગો નથી; ખૂણાવાળું કે ગોલાકાર એવા પણ મારા વિભાગ નથી; હું આત્મસ્વરૂપ, જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશના જેવું નિર્લિપ્ત વ્યાપક છું એવો સ્વાનુભવ કર. ૨૧

मातापितादि तनयादि न मे कदाचि-
ज्जातं मृतं न च मनो न च मे कदाचित् ।
निर्व्याकुलं स्थिरमिदं परमार्थतत्त्वं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ २२ ॥

મને કદીયે માતાપિતા વગેરે તેમજ પુત્ર વગેરે નથી; મને કદીયે જન્મમરણ નથી, તથા મને મન પણ નથી; હું વ્યાકુળતા વિનાનું સ્થિર પરમાર્થતત્ત્વ છું; જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશના જેવું નિર્મળ વ્યાપક આત્મસ્વરૂપ છું એવો સ્વાનુભવ કર. ૨૨

शुद्धं विशुद्धमविचारमनन्तरूपं
निर्लेपलेपमविचारमनन्तरूपं ।
निष्खण्डखण्डमविचारमनन्तरूपं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ २३ ॥

હું શુદ્ધ છું કે અશુદ્ધ છું એવા વિચારરહિત અનન્તસ્વરૂપ છું; નિર્લેપ છું કે લિપ્ત છું એવા વિચારરહિત અનન્તસ્વરૂપ છું; હું અવિનાશી છું કે વિનાશી છું એવા વિચારરહિત અનન્તસ્વરૂપ છું, હું જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશના જેવું સૂક્ષ્મ, વ્યાપક આત્મસ્વરૂપ છું એવો સ્વાનુભવ કરતો રહે. ૨૩

ब्रह्मादयः सुरगणाः कथमत्र संति
स्वर्गादयो वसतयः कथमत्र संति ।
यद्येकरूपममलं परमार्थतत्त्वं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ २४ ॥

હું એકરૂપ, મળ વિનાનું, પરમાર્થતત્ત્વ છું તો પછી બ્રહ્મા વગેરે દેવતાઓ મારામાં ક્યાંથી હોય? તેમજ સ્વર્ગ વગેરે લોક પણ મારામાં ક્યાંથી હોય? હું જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશના જેવું નિર્મળ, સૂક્ષ્મ, વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કરતો રહે. ૨૪

निर्नेति नेति विमलो हि कथं वदामि
निःशेषशेषविमलो हि कथं वदामि ।
निर्लिङ्गलिङ्गविमलो हि कथं वदामि
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ २५ ॥

હું નેતિ નેતિ 'એ નહિ, એ નહિ' રહિત, અથવા નેતિ નેતિ સહિત મળ વગરનો છું એમ કેમ કહું? હું શેષરહિત અથવા શેષસહિત મળ વિનાનો છું એમ કેમ કહું? હું લિંગભેદ વિનાનો અથવા લિંગભેદવાળો મળરહિત છું એમ પણ કેમ કહું? હું જ્ઞાનમય–અમૃતરૂપ, સમરસ, આકાશના જેવું નિર્મળ વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કરતો રહે. ૨૫

निष्कर्मकर्मपरमं सततं करोमि
निःसंगसंगरहितं परमं विनोदम् ।
निर्देहदेहरहितं सततं विनोदं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ २६ ॥

હું કર્મરહિત હોવા છતાં શ્રેષ્ઠ કર્મ હંમેશાં કરું છું; હું સંગરહિત હોવા છતાં જેમાં સંગ નથી એવો શ્રેષ્ઠ વિનોદ કરું છું; હું દેહરહિત હોવા છતાં જેમાં દેહની જરૂર નથી એવો વિનોદ હંમેશાં કરું છું; હું જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશના જેવું સૂક્ષ્મ વ્યાપક આત્મસ્વરૂપ છું, એમ સ્વાનુભવ કરતો રહે. ૨૬

मायाप्रपञ्चरचना न च मे विकारः
कौटिल्यदम्भरचना न च मे विकारः ।
सत्यानृतेति रचना न च मे विकारो
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ २७ ॥

માયા કે પ્રપંચની બનાવટનો મને વિકાર નથી; કુટિલતા–કાવાદાવા કે દંભ–ડોળની બનાવટનો મને વિકાર નથી; સાચાં-ખોટાંની બનાવટનોયે મને વિકાર નથી; હું જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશના જેવું સૂક્ષ્મ, નિર્લિપ્ત, વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કરતો રહે. ૨૭

संध्यादिकालरहितं न च मे वियोगो
ह्यन्तःप्रबोधरहितं बधिरो न मूकः ।
एवं विकल्परहितं न च भावशुद्धं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ २८ ॥

સવાર, બપોર તથા સાંજ એ ત્રણ કાળથી રહિત હોવા

છતાં તે કાળથી મારી જુદાઈ નથી; અંદરના બોધરહિત હોવા છતાં હું બહેરો કે મૂંગો નથી; એવી રીતે વિકલ્પોથી રહિત હોવા છતાં મને અંતઃકરણની શુદ્ધિ નથી; હું જ્ઞાનમય—અમૃતરૂપ, એકરસ, આકાશના જેવું નિર્મળ વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કરતો રહે. ૨૮

निर्नाथनाथरहितं हि निराकुलं वै
निश्चित्तचित्तविगतं हि निराकुलं वै ।
संविद्धि सर्वविगतं हि निराकुलं वै
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ २९ ॥

હું કોઇનો સ્વામી નથી કે બીજો કોઈ મારો સ્વામી નથી તેથી જરૂર વ્યાકુળતા વિનાનો છું; ચિત્ત વિનાનો હોવાથી ચિત્ત રહિત છું તેથી જરૂર વ્યાકુળતા વિનાનો છું, હું સર્વથી રહિત હોવાથી હું વ્યાકુળતા વિનાનો છું એમ જાણ; હું જ્ઞાનમય—અમૃતરૂપ, એકરસ, આકાશના જેવો સૂક્ષ્મ, નિર્લિપ્ત, વ્યાપક, આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કરતો રહે. ૨૯

कान्तारमन्दिरमिदं हि कथं वदामि
संसिद्धसंशयमिदं हि कथं वदामि ।
एवं निरन्तरसमं हि निराकुलं वै
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ३० ॥

આ નિર્જન વન છે કે મન્દિર છે, એમ નિશ્ચય કરીને કેવી રીતે કહું? આ સારી પેઠે સિદ્ધ થયેલું છે કે સંશયવાળું છે, એમ નિશ્ચયપૂર્વક કેવી રીતે કહું? આત્મસ્વરૂપ કંઈ પણ અંતર વગર સમાન અને આકુળતા વગરનું છે. હું જ્ઞાનમય—અમૃતરૂપ, એકરસ, આકાશ જેવું નિર્મળ, વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કર. ૩૦

निर्जीवजीवरहितं सततं विभाति
निर्बीजबीजरहितं सततं विभाति ।
निर्वाणबन्धरहितं सततं विभाति
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ३१ ॥

તે હંમેશાં નિર્જીવ તથા સજીવરહિત ભાસે છે; તે નિર્બીજ તથા સબીજ રહિત હમેશાં ભાસે છે; વળી તે હંમેશાં મોક્ષ અથવા બંધનથી રહિત ભાસે છે; હું જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ આકાશ જેવું વ્યાપક આત્મસ્વરૂપ છું, એમ સ્વાનુભવ કર. ૩૧

संभूतिवर्जितमिदं सततं विभाति
संसारवर्जितमिदं सततं विभाति ।
संहारवर्जितमिदं सततं विभाति
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ३२ ॥

આ આત્મતત્ત્વ જન્મરહિત હંમેશાં ભાસે છે; સંસાર-બંધનરહિત હંમેશાં ભાસે છે; સંહારરહિત પણ હંમેશાં ભાસે છે, હું જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશ જેવું નિર્મળ, વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કરતો રહે. ૩૨

उल्लेखमात्रमपि ते न च नामरूपं
निर्भिन्नभिन्नमपि ते न हि वस्तु किंचित् ।
निर्लज्ज मानस करोपि कथं विषादं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ३३ ॥

કહેવા માત્ર પણ તને નામરૂપ નથી; ભેદરહિત કે ભેદ સહિત કંઈ વસ્તુ પણ તને નથી; ત્યારે હે બેશરમ મન! ખેદ શા વાસ્તે કરે છે? હું જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશના જેવું નિર્મળ, વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કર. ૩૩

किं नाम रोदिषि सखे न जरा न मृत्युः
किं नाम रोदिषि सखे न च जन्मदुःखम्।
किं नाम रोदिषि सखे न च ते विकारो
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ३४ ॥

હે મિત્ર! તું શા માટે રડે છે? તને ઘડપણ કે મરણ નથી; હે મિત્ર! તું શા માટે રડે છે? તને જન્મનાં દુઃખો નથી; હે મિત્ર! તું શા માટે રડે છે? તને કંઈ પણ વિકાર નથી; હું જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશના જેવું નિર્મળ, વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કરતો રહે. ૩૪

किं नाम रोदिषि सखे न च ते स्वरूपं
किं नाम रोदिषि सखे न च ते विरूपम्।
किं नाम रोदिषि सखे न च ते वयांसि
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ३५ ॥

હે મિત્ર! તું શા માટે રડે છે? તારે કંઈ પણ સ્વરૂપ નથી; હે મિત્ર! તું શા માટે રડે છે? તારે કંઈ પણ વિરૂપ નથી; હે મિત્ર! તું શા માટે રડે છે? તારે આયુષ્ય–વય નથી; હું જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશના જેવું નિર્મળ, વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કર. ૩૫

किं नाम रोदिषि सखे न च ते वयांसि
किं नाम रोदिषि सखे न च ते मनांसि।
किं नाम रोदिषि सखे न तवेन्द्रियाणि
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ३६ ॥

હે મિત્ર! તું શા માટે રડે છે? તારે આયુષ્ય વગેરે નથી; હે મિત્ર! તું શા માટે રડે છે? તારે મન, બુદ્ધિ વગેરે નથી;

હે મિત્ર! તું શા માટે રડે છે? તારે ઇન્દ્રિયો પણ નથી; હું જ્ઞાનમય, અમૃતરૂપ, એકરસ, આકાશના જેવું નિર્મળ, વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કર. ૩૬

किं नाम रोदिषि सखे न च तेऽस्ति कामः
किं नाम रोदिषि सखे न च ते प्रलोभः।
किं नाम रोदिषि सखे न च ते विमोहो
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ३७ ॥

હે મિત્ર! તું શા માટે રડે છે? તને કામ નથી; હે મિત્ર! તું શા માટે રડે છે? તને લોભ નથી; હે મિત્ર! તું શા માટે રડે છે? તને મોહ પણ નથી; હું જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશના જેવું સૂક્ષ્મ વ્યાપક આત્મસ્વરૂપ છું, એમ સ્વાનુભવ કર. ૩૭

ऐश्वर्यमिच्छसि कथं न च ते धनानि
ऐश्वर्यमिच्छसि कथं न च ते हि पत्नी ॥
ऐश्वर्यमिच्छसि कथं न च ते ममेति
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ३८ ॥

ધન તારાં નથી, તો પછી તને ઐશ્વર્યની ઇચ્છા કેમ થાય છે? પત્ની પણ તારી નથી, તો પછી તને ઐશ્વર્યની ઇચ્છા કેમ થાય છે? તને મમતા નથી તો પછી તને ઐશ્વર્યની ઇચ્છા કેમ થાય છે? હું જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશના જેવું નિર્મળ, વ્યાપક આત્મસ્વરૂપ છું, એમ સ્વાનુભવ કરતો રહે. ૩૮

लिङ्गप्रपञ्चजनुषी न च ते न मे च
निर्लज्जमानसमिदं च विभाति भिन्नम् ।
निर्भेदभेदरहितं न च ते न मे च
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ३९ ॥

જાતિનાં ચિહ્ન, પ્રપંચ, જન્મ, તને અને મને નથી; પણ નિર્લજ્જ મનને આ સઘળું ભેદવાળું દેખાય છે; તને અને મને કોઈ સાધારણ અથવા વિશેષ ભેદ નથી; હું જ્ઞાનમય–અમૃતરૂપ–એકરસ, આકાશના જેવું નિર્મળ, વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કરતો રહે. ૩૯

नो वाणुमात्रमपि ते हि विरागरूपं
नो वाणुमात्रमपि ते हि सरागरूपम् ।
नो वाणुमात्रमपि ते हि सकामरूपं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ४० ॥

તને ખસૂસ અણુ માત્ર પણ વૈરાગ્યસ્વરૂપ નથી; તને ખસૂસ અણુ માત્ર પણ આસક્તિવાળું રૂપ નથી; તને ખસૂસ અણુમાત્ર પણ કામનાવાળું રૂપ નથી; હું જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશ સરખું સૂક્ષ્મ, વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કરતો રહે. ૪૦

ध्याता न ते हि हृदये न च ते समाधि-
र्ध्यानं न ते हि हृदये न वहिःप्रदेशः ।
ध्येयं न चेति हृदये न हि वस्तुकालो
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ४१ ॥

તારા હૃદયમાં નિશ્ચયપૂર્વક કોઈ ધ્યાન કરનાર નથી, તેમ સમાધિ નથી; તારા હૃદયમાં ધ્યાન નથી, તેમ ધ્યાનથી બહારનો પ્રદેશ પણ ખચિત નથી; તારા હૃદયમાં ધ્યાન કરવા યોગ્ય કંઈ નથી, તેમ કોઈ વસ્તુ તથા કાળ નથી; હું જ્ઞાનમય–અમૃતરૂપ, એકરસ, આકાશના જેવું નિર્મળ વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કર. ૪૧

यत्सारभूतमखिलं कथितं मया ते
न त्वं न मे न महतो न गुरुर्न शिष्यः ।
स्वच्छन्दरूपसहजं परमार्थतत्त्वं
ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥ ४२ ॥

અધ્યાત્મવિદ્યામાં જે કંઈ સારરૂપ હતું તે સઘળું મેં તને કહી સંભળાવ્યું; ટૂંકામાં ફરીથી કહું છું કે, 'તું નથી, હું નથી, મહત્ વગેરે કોઈ તત્ત્વો નથી, ગુરુ નથી કે શિષ્ય નથી;' પરંતુ સ્વચ્છંદરૂપ સ્વાભાવિક પરમાર્થતત્ત્વ છે; હું જ્ઞાનમય-અમૃતરૂપ, એકરસ, આકાશસરખું નિર્મળ, વ્યાપક આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કરતો રહે. ૪૨

कथमिह परमार्थं तत्त्वमानन्दरूपं
कथमिह परमार्थं नैवमानन्दरूपम् ।
कथमिह परमार्थं ज्ञानविज्ञानरूपं
यदि परमहमेकं वर्तते व्योमरूपम् ॥ ४३ ॥

જો હું શ્રેષ્ઠ, એક, આકાશરૂપ આત્મતત્ત્વ વર્તમાન હોઉં તો પછી મારામાં આનંદસ્વરૂપ પરમાર્થતત્ત્વ ક્યાંથી હોય? આનંદસ્વરૂપ પરમાર્થતત્ત્વ નથી એમ પણ ક્યાંથી હોય? જ્ઞાન અથવા વિજ્ઞાનરૂપ પરમાર્થતત્ત્વ પણ મારામાં ક્યાંથી હોય? ૪૩

दहनपवनहीनं विद्धि विज्ञानमेक-
मवनिजलविहीनं विद्धि विज्ञानरूपम् ।
समगमनविहीनं विद्धि विज्ञानमेकं
गगनमिव विशालं विद्धि विज्ञानमेकम् ॥ ४४ ॥

આત્મતત્ત્વ અગ્નિ અને વાયુથી રહિત, વિજ્ઞાનરૂપ એક છે એમ જાણ; પૃથ્વી તથા જલથી રહિત વિજ્ઞાનરૂપ એક છે એમ

જાણ; તેમજ સમાનગમનધર્મ રહિત વિજ્ઞાનરૂપ એક છે એમ જાણ; આકાશના જેવું વિશાળ, વિજ્ઞાનરૂપ એક છે એમ જાણ. ૪૪

न शून्यरूपं न विशून्यरूपं
न शुद्धरूपं न विशुद्धरूपम् ।
रूपं विरूपं न भवामि किंचित्
स्वरूपरूपं परमार्थतत्त्वम् ॥ ४५ ॥

હું આત્મતત્ત્વ શૂન્યરૂપ નથી તેમ અશૂન્યરૂપ નથી; શુદ્ધરૂપ નથી કે વિશુદ્ધરૂપ નથી; રૂપ કે વિરૂપ પણ જરાયે નથી, પણ હું નિજસ્વરૂપ પરમાર્થતત્ત્વ છું. ૪૫

मुञ्च मुञ्च हि संसारं त्यागं मुञ्च हि सर्वथा ।
त्यागात्यागविषं शुद्धममृतं सहजं ध्रुवम् ॥४६॥

છોડ ! સંસારને જરૂર છોડી દે, ત્યાગને અર્થાત્ હું ત્યાગી છું એવી અહંતાને પણ બિલકુલ છોડી દે; ત્યાગ તથા અત્યાગ એ બંનેના અભિમાનના ઝેરને છોડી દે; તું શુદ્ધ, સહજ, અચળ, અમૃતસ્વરૂપ છે. ૪૬

इति श्रीदत्तात्रेयविरचितायामवधूतगीतायामात्म-
संवित्त्युपदेशोनामतृतीयोऽध्यायः ॥ ३ ॥

ઇતિશ્રી દત્તાત્રેય સ્વામીએ રચેલ અવધૂત ગીતામાં 'આત્મજ્ઞાન ઉપદેશ' નામનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૪

नावाहनं नैव विसर्जनं वा
पुष्पाणि पत्राणि कथं भवन्ति ।
ध्यानानि मन्त्राणि कथं भवन्ति
समासमं चैव शिवार्चनं च ॥ १ ॥

આત્મસ્વરૂપ ચેતનબ્રહ્મ બ્રહ્માંડરૂપે એક જ છે તો પછી આવાહન કોનું કરવું? વિસર્જન કોનું કરવું ? પુષ્પપત્ર લઇને પૂજન કોનું કરવું ? ધ્યાન કોનાં કરવાં ? મંત્ર કોના જપવા ? સમ છે કે અસમ છે એમ કેમ કહેવું ? અને શિવપૂજા પણ શી રીતે કરવી ? ૧

न केवलं बन्धविबन्धमुक्तो
न केवलं शुद्धविशुद्धमुक्तः ।
न केवलं योगवियोगमुक्तः
स वै विमुक्तो गगनोपमोऽहम् ॥ २ ॥

અજ્ઞાનરૂપી સામાન્ય બંધથી તેમજ સ્ત્રીપુત્રાદિકમાં મમતારૂપી વિશેષ બંધથી મુક્ત છું; સામાન્ય બહારની શુદ્ધિથી તેમજ અંદરની વિશેષ શુદ્ધિથી મુક્ત છું; સંયોગથી તેમજ વિયોગથી પણ મુક્ત છું એટલું જ કેવળ નહિ પણ સર્વ વાતે સારી પેઠે મુક્તસ્વરૂપ આકાશના જેવો અલિપ્ત, નિર્મળ, સૂક્ષ્મ, વ્યાપક આત્મા છું. ૨

संजायते सर्वमिदं हि तथ्यं
संजायते सर्वमिदं वितथ्यम् ।
एवं विकल्पो मम नैव जातः
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ ३ ॥

જે આ સઘળું જગત ઉત્પન્ન થાય છે તે ચોક્કસ ખરું છે અથવા આ સઘળું જગત ઉત્પન્ન થાય છે તે ખોટું છે એવો સંકલ્પવિકલ્પ મને ઊપજતો જ નથી; કારણ કે હું સ્વરૂપે જ મોક્ષરૂપ અને રોગ–દોષરહિત આત્મા છું. ૩

न साञ्जनं चैव निरञ्जनं वा
न चान्तरं वापि निरन्तरं वा ।
अन्तर्विभिन्नं नहि मे विभाति
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ ४ ॥

આત્મા મલિન નથી અથવા નિર્મળ નથી; તે છિદ્રવાળો નથી અથવા છિદ્રરહિત પણ નથી; તે અંદરથી વિશેષ ભેદવાળો છે એમ મને ખચિત ભાસતો નથી; કારણ કે હું સ્વરૂપે જ મોક્ષરૂપ અને રોગ–દોષરહિત આત્મા છું. ૪

अबोधबोधो मम नैव जातो
बोधस्वरूपं मम नैव जातम् ।
निर्बोधबोधं च कथं वदामि
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ ५ ॥

અજ્ઞાન છે એવું જ્ઞાન મને ઉત્પન્ન થતું જ નથી, તેમજ જ્ઞાનસ્વરૂપ પણ મને ઊપજતું જ નથી; અજ્ઞાન છે અથવા જ્ઞાન છે એમ હું શી રીતે કહું ? કારણ કે હું સ્વરૂપે જ મોક્ષરૂપ અને રોગ–દોષ રહિત આત્મા છું. ૫

न धर्मयुक्तो न च पापयुक्तो
न बन्धयुक्तो न च मोक्षयुक्तः ।
युक्तं त्वयुक्तं न च मे विभाति
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ ६ ॥

નથી આત્મા ધર્મયુક્ત કે નથી પાપયુક્ત; નથી આત્મા બન્ધયુક્ત કે નથી આત્મા મોક્ષયુક્ત; કોઇ વસ્તુથી યુક્ત અથવા કોઈ બાબતથી અયુક્ત મને ભાસતો નથી; કારણ કે હું સ્વરૂપે જ મોક્ષરૂપ, રોગ–દોષરહિત આત્મા છું. ૬

परापरं वा न च मे कदाचि-
न्मध्यस्थभावो हि न चारिमित्रम् ।
हिताहितं चापि कथं वदामि
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ ७ ॥

મને પર–શ્રેષ્ઠ અથવા અપર–કનિષ્ઠ એવો ભેદ કદી નથી; મને ઉદાસીનતા કદી નથી જ, તેમજ શત્રુતા કે મિત્રતાયે કદી નથી જ; હિતકર છે અથવા અહિતકર છે એમ હું કેમ કહું? કારણ કે હું સ્વરૂપે જ મોક્ષરૂપ, રોગ–દોષરહિત આત્મા છું. ૭

नोपासको नैवमुपास्यरूपं
न चोपदेशो न च मे क्रिया च ।
संवित्स्वरूपं च कथं वदामि
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ ८ ॥

હું કોઇનો ઉપાસના કરનાર નથી, તેમજ મારું કોઈ ઉપાસ્ય એટલે ઉપાસના કરવા યોગ્ય સ્વરૂપ નથી; મને કોઇનો ઉપદેશ નથી, કે મને કંઇ ક્રિયા નથી; હું જ્ઞાનસ્વરૂપ છું એમ શી રીતે કહું? કારણ કે હું સ્વરૂપે જ મોક્ષરૂપ, જન્મ–મરણના રોગ–દોષરહિત આત્મા છું. ૮

नो व्यापकं व्याप्यमिहास्ति किंचि-
न्न चालयं वापि निरालयं वा ।
अशून्यशून्यं च कथं वदामि
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ ९ ॥

આત્મામાં જરા પણ વ્યાપવા યોગ્ય કે વ્યાપીને રહેનાર એવા ભેદ નથી; આત્મામાં આધારવાળું અથવા નિરાધાર એવા ભેદ નથી; તે અશૂન્ય છે કે શૂન્ય છે એમ હું કેમ કહું ? કારણ કે હું સ્વરૂપે જ મોક્ષરૂપ, જન્મ-મરણના રોગ-દોષરહિત આત્મા છું. ૯

न ग्राहको ग्राह्यकमेव किंचि-
न्न कारणं वा मम नैव कार्यम् ।
अचिन्त्यचिन्त्यं च कथं वदामि
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ १० ॥

આત્મામાં ગ્રહણ કરનાર અથવા ગ્રહણ કરવા યોગ્ય એવા ભેદભાવ જરાયે નથી; કારણ અથવા કાર્ય એવા ભેદભાવ જરાયે નથી; મનવડે તેનું ચિંતન થઈ શકતું નથી અથવા થઈ શકે છે એમ હું કેમ કહું ? કારણ કે હું સ્વરૂપે જ મોક્ષરૂપ, જન્મ-મરણના રોગ-દોષથી રહિત આત્મા છું. ૧૦

न भेदकं वापि न चैव भेद्यं
न वेदकं वा मम नैव वेद्यम् ।
गतागतं तात कथं वदामि
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ ११ ॥

આત્મામાં ભેદ કરનાર અથવા ભેદ કરવા યોગ્ય એવો ભેદ નથી; જાણનાર અથવા જાણવા યોગ્ય એવો ભેદ પણ નથી; જાય છે અથવા આવે છે અર્થાત્ મરે છે કે જન્મે છે એમ હે પ્રિય ! હું કેમ કહું ? કારણ કે હું સ્વરૂપથી જ મોક્ષરૂપ, જન્મ-મરણના રોગ-દોષ રહિત આત્મા છું. ૧૧

न चास्ति देहो न च मे विदेहो
बुद्धिर्मनो मे न हि चेंद्रियाणि ।

रागोविरागश्च कथं वदामि

स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ १२ ॥

આત્માને નથી દેહ કે નથી વિદેહ (દેહથી રહિતપણું); આત્માને ખસૂસ નથી બુદ્ધિ, મન કે ઇન્દ્રિયો; તેને પ્રીતિ છે અથવા અપ્રીતિ છે એમ હું કેમ કહું? કારણ કે હું સ્વરૂપ વડે જ મોક્ષરૂપ, જન્મ-મરણના રોગ-દોષરહિત આત્મા છું. ૧૨

उल्लेखमात्रं न हि भिन्नमुच्चै-

रुल्लेखमात्रं न तिरोहितं वै ।

समासमं मित्र कथं वदामि

स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ १३ ॥

આત્મા લેશમાત્ર પ્રત્યક્ષ નથી, તેમ લેશમાત્ર ગૂઢ નથી; તે સમ છે કે અસમ છે એમ હે મિત્ર! હું કેવી રીતે કહું? કારણ કે હું સ્વરૂપવડે જ મોક્ષરૂપ, જન્મ-મરણના રોગ-દોષથી રહિત આત્મા છું. ૧૩

जितेन्द्रियोऽहं त्वजितेन्द्रियो वा

न संयमो मे नियमो न जातः ।

जयाजयौ मित्र कथं वदामि

स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ १४ ॥

આત્માને સંયમ અથવા નિયમ ઉત્પન્ન થતા નથી તેથી તે જિતેંદ્રિય છે કે અજિતેન્દ્રિય છે એમ કેમ કહું? તેને જય છે કે અજય છે એમ હે મિત્ર! હું કેમ કહું? કારણ કે હું સ્વરૂપ વડે જ મોક્ષરૂપ, જન્મ-મરણના રોગદોષ વિનાનો આત્મા છું. ૧૪

अमूर्तमूर्तिर्न च मे कदाचि-

दाद्यन्तमध्यं न च मे कदाचित् ।

चलाचलं मित्र कथं वदामि
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ १५ ॥

હું આત્મા કદીયે મૂર્તિથી રહિત અથવા મૂર્તિવાળો નથી; મને કદીયે ઉત્પત્તિ, સ્થિતિ અને લય નથી; હું આત્મા બળવાન છું કે બળ વગરનો છું, એમ હે મિત્ર! કેમ કરીને કહું? કારણ કે હું સ્વરૂપે જ મોક્ષરૂપ, જન્મ-મરણના રોગ-દોષ વિનાનો આત્મા છું. ૧૫

मृतामृतं वापि विषाविषं च
संजायते तात न मे कदाचित् ।
अशुद्धशुद्धं च कथं वदामि
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ १६ ॥

મૃત કે અમૃત અર્થાત્ મરણ કે જીવન, તેમજ વિષ કે અવિષ હે પ્રિય! મને કદી થતાં નથી; હું આત્મા અશુદ્ધ છું કે શુદ્ધ છું, એમ કેમ કહું? કારણ કે હું સ્વરૂપ વડે જ મોક્ષરૂપ, જન્મ-મરણના રોગ-દોષ રહિત આત્મા છું. ૧૬

स्वप्नः प्रबोधो न च योगमुद्रा
नक्तं दिवा वापि न मे कदाचित् ।
अतुर्यतुर्यं च कथं वदामि
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ १७ ॥

મને સ્વપ્ન કે જાગ્રત નથી, મને યોગની મુદ્રા નથી, મને રાત કે દિવસ પણ કદીયે નથી; હું તુરીયા અવસ્થા કે અતુરીયા અવસ્થા એમ કેમ કહું? હું સ્વભાવથી જ મોક્ષરૂપ, જન્મ-મરણના રોગ-દોષ રહિત આત્મા છું. ૧૭

संविद्धि मां सर्वविसर्वमुक्तं
माया विमाया न च मे कदाचित् ।
संध्यादिकं कर्म कथं वदामि
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ १८ ॥

મને સર્વ એટલે સમષ્ટિ અને વિસર્વ–પ્રત્યેક એટલે વ્યષ્ટિથી રહિત જાણ; મને માયા કદીયે નથી, તેમજ માયારહિત પણ નથી; હું સંધ્યા વગેરે કર્મ કેમ કહું? કારણ કે હું સ્વરૂપથી જ મોક્ષરૂપ, જન્મ–મરણના રોગ–દોષ વિનાનો આત્મા છું. ૧૮

संविद्धि मां सर्वसमाधियुक्तं
संविद्धि मां लक्ष्यविलक्ष्यमुक्तम् ।
योगं वियोगं च कथं वदामि
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ १९ ॥

હું સર્વ એટલે અંગ–ઉપાંગ સહિત સંપ્રજ્ઞાત તથા અસંપ્રજ્ઞાત સમાધિયુક્ત છું એમ જાણ; હું લક્ષ્ય તથા અલક્ષ્યથી મુક્ત છું એમ જાણ; આત્મા યોગવાળો છે કે યોગ વિનાનો છે એમ કેમ કહું? કારણ કે હું સ્વભાવ વડે જ મોક્ષરૂપ, જન્મ–મરણના રોગ–દોષ રહિત આત્મા છું. ૧૯

मूर्खोऽपि नाहं न च पण्डितोऽहं
मौनं विमौनं न च मे कदाचित् ।
तर्कं वितर्कं च कथं वदामि
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ २० ॥

હું આત્મા, નથી મૂર્ખ કે નથી પંડિત; મને કદીયે મૌન નથી તેમજ અમૌન નથી; હું તર્ક કરું છું કે તર્ક નથી કરતો એમ કેવી રીતે કહું? હું સ્વભાવથી જ મોક્ષરૂપ, જન્મ–મરણના રોગ–દોષથી રહિત આત્મા છું. ૨૦

पिता च माता च कुलं न जाति-
र्जन्मादिमृत्युर्न च मे कदाचित् ।
स्नेहं विमोहं च कथं वदामि
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ २१ ॥

મને આત્માને કદીયે પિતા, માતા, કુળ, જાતિ, જન્મ વગેરે અને મરણ નથી; મને કોઈ સાથે સ્નેહ છે અથવા વધારે મોહ છે એમ કેમ કહું? હું સ્વભાવથી જ મોક્ષરૂપ, જન્મ-મરણના રોગ-દોષથી રહિત આત્મા છું. ૨૧

अस्तं गतो नैव सदोदितोऽहं
तेजो वितेजो न च मे कदाचित् ।
संध्यादिकं कर्म कथं वदामि
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ ॥ २२ ॥

મારો અસ્ત કદી થતો નથી, હું હંમેશાં ઉદય પામેલો છું; તેજ અથવા અંધકાર મને કદીયે નથી; મને સંધ્યા વગેરે કર્મ છે એમ કેમ કહું? કારણ કે હું સ્વરૂપથી જ મોક્ષરૂપ, જન્મ-મરણના રોગ-દોષથી રહિત આત્મા છું. ૨૨

असंशयं विद्धि निराकुलं मा-
मसंशयं विद्धि निरन्तरं माम् ।
असंशयं विद्धि निरञ्जनं मां
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ २३ ॥

કંઈ પણ શંકા વગર, મને-આત્માને કોઈ પણ વસ્તુથી ભરેલો નથી એમ જાણ; કંઈ પણ શંકા કર્યા વગર, મને આત્માને નિરંતર અખંડ છું એમ જાણ; કંઈ પણ શંકા વગર મને આત્માને માયાના મળથી રહિત છું એમ જાણ; હું સ્વરૂપે જ

મોક્ષરૂપ, જન્મ-મરણના રોગ-દોષ રહિત આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કર. ૨૩

ध्यानानि सर्वाणि परित्यजन्ति
शुभाशुभं कर्म परित्यजन्ति ।
त्यागामृतं तात पिबन्ति धीरा
स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥ २४ ॥

હે પ્રિય! આત્મજ્ઞાની ધીર પુરુષો સર્વ પ્રકારનાં ધ્યાનનો ત્યાગ કરી દે છે; શુભ અથવા અશુભ કર્મોનોયે ત્યાગ કરી દે છે; પણ ત્યાગરૂપી અમૃતનું પાન કર્યા કરે છે; હું સ્વરૂપવડે મોક્ષરૂપ, જન્મ-મરણના રોગ-દોષથી રહિત આત્મસ્વરૂપ છું એમ સ્વાનુભવ કરતો રહે. ૨૪

विन्दति विन्दति नहि नहि यत्र
छन्दोलक्षण नहि नहि तत्र ।
समरसमग्नो भावितपूतः
प्रलपति तत्त्वं परमवधूतः ॥ २५ ॥

અવધૂતની પદવીએ પહોંચેલો મસ્ત જ્ઞાનયોગી, ઋગ્વેદ વગેરે કોઈ વેદના ખાસ મંત્રને નથી પકડતો; તેમજ છંદોના લક્ષણવાળાં તંત્રોની જાળમાંયે નથી પડતો; પરંતુ તે પરમ આત્મતત્ત્વનું ચિંતન કરતો, પવિત્ર અંતઃકરણવાળો, એકરસ, આત્માનંદમાં ડૂબી જાય છે. ૨૫

इति श्रीदत्तात्रेयविरचितायामवधूतगीतायां स्वामि-
कार्तिकसंवादे स्वात्मसंवित्त्युपदेशे स्वरूप-
निर्णयो नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

ઇતિશ્રી દત્તાત્રેય સ્વામીએ રચેલ અવધૂત ગીતામાં દત્તસ્વામી તથા કાર્તિકેય વચ્ચે ચાલેલા સંવાદમાં આત્મજ્ઞાન ઉપદેશમાં 'સ્વરૂપ-નિર્ણય' નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૫

ॐमिति गदितं गगनसमं त
न्न परापरसारविचार इति ।
अविलासविलासनिराकरणं
कथमक्षरबिन्दुसमुच्चरणम् ॥ १ ॥

જેને ઓંકાર કહેવામાં આવે છે તે આકાશ સરખું સૂક્ષ્મ, શુદ્ધ અને વ્યાપક છે; તે પર કે અપર એટલે શ્રેષ્ઠ કે હલકું અથવા સારરૂપ છે એવો કંઈ વિચાર તેના સંબંધમાં થઈ શકતો નથી; જગતરૂપી વિલાસ કે વિલાસના અભાવને તેમાં સ્થાન નથી; તો તે અક્ષર તથા બિન્દુસ્વરૂપ ઓંકારનું ઉચ્ચારણ કેવી રીતે કરું? ૧

इति तत्त्वमसिप्रभृतिश्रुतिभिः
प्रतिपादितमात्मनि तत्त्वमसि ।
त्वमुपाधिविवर्जितसर्वसमं किमु
रोदिषि मानसि सर्वसमम् ॥ २ ॥

તત્ત્વમસિ 'તે તું છે;' વગેરે શ્રુતિવાક્યોવડે સાબિત કરવામાં આવ્યું છે કે આત્મા એ જ પરમાત્મા છે–જીવ એ જ શિવ છે. તેથી તું ઉપાધિરહિત સર્વમાં સમાનરૂપે રહેલું આત્મતત્ત્વ છે, તો પછી સર્વમાં સમાનરૂપે રહેલું આત્મસ્વરૂપ હોવા છતાં તું મનમાં કેમ રડે છે? ૨

अध ऊर्ध्वविवर्जितसर्वसमं
बहिरन्तरवर्जितसर्वसमम् ।

यदि चैकविवर्जितसर्वसमं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ ३ ॥

આત્મા ઊંચો નથી કે નીચો નથી, તે એકરસ છે; તે બહાર નથી તેમ અંદર પણ નથી, તે એકરસ છે; વળી તે એકાત્મભાવથી રહિત હોઈને એકરસ છે, તો પછી સર્વમાં સમાન રીતે રહેલ આત્મસ્વરૂપ હોવા છતાં તું મનમાં શા માટે રડે છે? ૩

नहि कल्पितकल्पविचार इति
नहि कारणकार्यविचार इति ।
पदसंधिविवर्जितसर्वसमं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ ४ ॥

આત્મામાં કલ્પિત કે કલ્પ-ઠરાવ-નિયમનો વિચાર નથી થઈ શકતો; કારણ અને કાર્યનો વિચાર નથી જ થઈ શકતો; તે તો પદસંધિરહિત સર્વમાં સમાનરૂપે રહેલ છે, તો પછી સર્વમાં સમાન રીતે રહેલ આત્મા હોવા છતાં તું મનમાં શા માટે રડે છે? ૪

नहि बोधविबोधसमाधिरिति
नहि देशविदेशसमाधिरिति
नहि कालविकालसमाधिरिति
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ ५ ॥

આત્મા સાધારણ જ્ઞાનવાળો છે કે વિશેષ જ્ઞાનવાળો છે એવો વિચાર તેના સંબંધમાં થઈ શકતો નથી, સાધારણ સ્થાનમાં હોય છે કે કોઈ વિશેષ સ્થાનમાં હોય છે, એવો વિચાર પણ તેના સંબંધમાં થઈ શકતો નથી; તેમજ સાધારણ

કાળમાં હોય છે કે કોઈ વિશેષ કાળમાં હોય છે એવો વિચાર પણ તેના સંબંધમાં નથી થઈ શકતો; આત્મસ્વરૂપ સર્વમાં સમાન રૂપે વ્યાપીને રહેલું છે છતાં તું મનમાં શા માટે રડે છે? ૫

नहि कुंभनभो नहि कुंभ इति
नहि जीववपुर्नहि जीव इति
नहि कारणकार्यविभाग इति
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ ६ ॥

આત્મામાં ઘડા માંહેલું આકાશ નથી, તેમ ઘડો યે નથી; આત્મામાં જીવને ધારણ કરનાર શરીર નથી, તેમજ જીવ પણ નથી; આત્મામાં કારણ કે કાર્યના વિભાગ નથી; આત્મસ્વરૂપ સર્વમાં સમાન રૂપે વ્યાપીને રહેલું છે તો પછી તું મનમાં શા માટે રડે છે? ૬

इह सर्वनिरन्तरमोक्षपदं
लघुदीर्घविचारविहीन इति ।
नहि वर्तुलकोणविभाग इति
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ ७ ॥

આત્મા કંઈ પણ અંતર વિના સર્વમાં વ્યાપીને રહેલ છે, તે મોક્ષનું પદ છે; તે ટૂંકો કે લાંબો છે એવો વિચાર નથી થઈ શકતો; તેમજ તે ખૂણાવાળા આકારનો કે ગોળાકાર છે તેવો ભેદ પણ તેમાં નથી થઈ શકતો. આત્મસ્વરૂપ સર્વમાં સમાનરૂપે વ્યાપીને રહેલ છે તો પછી તું મનમાં શા માટે રડે છે? ૭

इह शून्यविशून्यविहीन इति
इह शुद्धविशुद्धविहीन इति ।
इह सर्वविसर्वविहीन इति
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ ८ ॥

આત્મા શૂન્ય નથી તેમ અશૂન્ય નથી; તે શુદ્ધ નથી કે અશુદ્ધ નથી, તે સર્વ નથી કે અસર્વ પણ નથી, આત્મસ્વરૂપ સર્વમાં સમાન રૂપે વ્યાપીને રહેલ છે, છતાં તું મનમાં શા માટે રડે છે? ૮

नहि भिन्नविभिन्नविचार इति
बहिरन्तरसंधिविचार इति।
अरिमित्रविवर्जितसर्वसमं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ ९ ॥

આત્મા ભિન્ન છે કે અભિન્ન છે, એવો વિચાર થઈ શકતો નથી; આત્મા બહાર છે કે અંદર છે કે સાંધા પર છે એવો વિચાર થઈ શકતો નથી; તે દુશ્મન તેમજ મિત્રથી રહિત છે, સર્વમાં સમાનરૂપે રહેલ છે; આત્મસ્વરૂપ સર્વમાં સમાનરૂપે રહેલ હોવા છતાં તું મનમાં શા માટે રડે છે? ૯

नहि शिष्यविशिष्यसरूप इति
न चराचरभेदविचार इति।
इह सर्वनिरन्तरमोक्षपदं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ १० ॥

આત્મા શિષ્ય નથી અથવા અશિષ્ય નથી; તે ચર છે કે અચર છે એવા ભેદનો વિચાર પણ તેમાં નથી. આત્મા તો કંઈ પણ અંતર વગર સર્વમાં વ્યાપેલું મોક્ષપદ છે; આત્મસ્વરૂપ સર્વમાં સમાન રૂપે રહેલું હોવા છતાં તું મનમાં શા માટે રડે છે? ૧૦

ननु रूपविरूपविहीन इति
ननु भिन्नविभिन्नविहीन इति।

ननु सर्गविसर्गविहीन इति
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ ११ ॥

આત્મા રૂપ અથવા અરૂપથી રહિત છે; આત્મા ભેદ અથવા અભેદથી રહિત છે; આત્મા ઉત્પત્તિ અથવા પ્રલયથી રહિત છે; આત્મસ્વરૂપ સર્વમાં સમાનરૂપે રહેલું છે, છતાં તું મનમાં શા માટે રડે છે? ૧૧

न गुणागुणपाशनिबन्ध इति
मृतजीवनकर्म करोमि कथम् ।
इति शुद्धनिरञ्जनसर्वसमं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ १२ ॥

આત્માને ગુણો તથા અગુણોની જાળનું બંધન નથી; તેથી મરણનાં કે જીવનનાં કર્મો કેવી રીતે કરું? એ તો શુદ્ધ, માયાના મળથી રહિત, એકરસ છે; આત્મતત્ત્વ સર્વમાં સમાન રહેલ હોવા છતાં તું મનમાં કેમ રડે છે? ૧૨

इह भावविभावविहीन इति
इह कामविकामविहीन इति ।
इह बोधतमं खलु मोक्षसमं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ १३ ॥

આત્મામાં નથી ભાવ કે નથી અભાવ; આત્મામાં કામના નથી કે અકામ પણ નથી; એ તો શ્રેષ્ઠ જ્ઞાનસ્વરૂપ અને મોક્ષ-સ્વરૂપ છે; સર્વમાં સમાન આત્મતત્ત્વ વ્યાપીને રહેલું છે, છતાં તું મનમાં કેમ રડે છે? ૧૩

इह तत्त्वनिरन्तरतत्त्वमिति
नहि संधिविसंधिविहीन इति ।

यदि सर्वविवर्जितसर्वसमं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ १४ ॥

આત્મામાં તત્ત્વ છે કે કંઈ પણ અંતર રહિત તત્ત્વ છે એમ નથી; તે સંધિ—સાંધો કે અસંધિ રહિત છે એમ પણ નથી; એ તો સર્વરહિત, સર્વમાં સમાન છે, તો પછી, આત્મ-સ્વરૂપ સર્વમાં સમાન હોવા છતાં તું મનમાં શા માટે રડે છે? ૧૪

अनिकेतकुटीपरिवारसमं
इह संगविसंगविहीनपरम् ।
इह बोधविबोधविहीनपरं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ १५ ॥

આત્મા, ઘરબાર વગરના વાસમાં કે પર્ણકૂટીમાં કે પરિવારમાં સમાનરૂપે વ્યાપીને રહેલ છે; તે શ્રેષ્ઠતમ, સંગ તથા અસંગથી રહિત છે, એ શ્રેષ્ઠતમ, જ્ઞાન તથા અજ્ઞાનથી પણ રહિત છે; આત્મસ્વરૂપ સર્વમાં સમાનરૂપે રહેલું છે છતાં તું મનમાં શા માટે રડે છે? ૧૫

अविकारविकारमसत्यमिति
अविलक्षविलक्षमसत्यमिति ।
यदि केवलमात्मनि सत्यमिति
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ १६ ॥

આત્માને વિકાર નથી, તેનાથી આ વિકારવાળું જગત થયું એમ માનવું ખોટું છે; આત્મા અલક્ષ છે તેનાથી આ લક્ષ્ય જગત થયું એમ માનવું ખોટું છે; કેવળ આત્મા જ સત્ય છે. સર્વમાં સમાન રીતે વ્યાપીને રહેલ આત્મસ્વરૂપ હોવા છતાં તું મનમાં શા માટે રડે છે? ૧૬

इह सर्वतमं खलु जीव इति
इह सर्वनिरन्तरजीव इति ।
इह केवलनिश्चलजीव इति
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ १७ ॥

જીવ સર્વમાં શ્રેષ્ઠ આત્મસ્વરૂપ છે; જીવ સર્વમાં નિરંતરરૂપે રહેલ આત્મસ્વરૂપ છે; જીવ કેવળ, અચળ, આત્મસ્વરૂપ છે. સર્વમાં સમાનરૂપે રહેલ આત્મસ્વરૂપ હોવા છતાં તું મનમાં કેમ રડે છે? ૧૭

अविवेकविवेकमबोध इति
अविकल्पविकल्पमबोध इति ।
यदि चैकनिरंतरबोध इति
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ १८ ॥

અવિવેક અને વિવેક બંને અજ્ઞાનસ્વરૂપ છે; અવિકલ્પ અને વિકલ્પ એ પણ અજ્ઞાનસ્વરૂપ છે; આત્મા જ એક નિરંતર જ્ઞાનસ્વરૂપ છે. સર્વમાં સમાન રૂપે રહેલ આત્મસ્વરૂપ હોવા છતાં તું મનમાં કેમ રડે છે? ૧૮

नहि मोक्षपदं नहि बन्धपदं
नहि पुण्यपदं नहि पापपदम् ।
नहि पूर्णपदं नहि रिक्तपदं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ १९ ॥

આત્માને બન્ધન ન હોવાથી તેને મોક્ષ પણ નથી; આત્માને પાપ ન હોવાથી તેને પુણ્ય પણ નથી; આત્માને ઓછાપણું—અપૂર્ણપણું નહિ હોવાથી તેને પૂર્ણપદ પણ નથી; સર્વમાં સમાનરૂપે આત્મસ્વરૂપ રહેલ છે, છતાં તું મનમાં શા માટે રડે છે? ૧૯

यदि वर्णविवर्णविहीनसमं
यदि कारणकार्यविहीनसमम् ।
यदि भेदविभेदविहीनसमं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ २० ॥

વર્ણ કે અવર્ણના ભેદથી રહિત હોઇને આત્મા સર્વમાં સમાન છે; કારણ કે કાર્યથી રહિત હોઇને આત્મા સર્વમાં સમાન છે; આત્મા ભેદ કે અભેદથી રહિત હોઇને સર્વમાં સમાન છે; સર્વમાં સમાનરૂપે આત્મસ્વરૂપ બિરાજતું હોવા છતાં તું મનમાં શા માટે રડે છે? ૨૦

इह सर्वनिरन्तरसर्वचिते
इह केवलनिश्चलसर्वचिते ।
द्विपदादिविवर्जितसर्वचिते
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ २१ ॥

આત્મા સર્વત્ર નિરંતર સર્વમાં રહેલો છે; તે કેવળ, અચળ હોઇને સર્વમાં રહેલો છે; તે બે પગાં કે ચોપગાં એવા ભેદરહિત સર્વમાં રહેલો છે; સર્વમાં સમાનરૂપે આત્મ-સ્વરૂપ બિરાજતું હોવા છતાં તું મનમાં શા માટે રડે છે? ૨૧

अतिसर्वनिरन्तरसर्वगतं
अतिनिर्मलनिश्चलसर्वगतम् ।
दिनरात्रिविवर्जितसर्वगतं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ २२ ॥

આત્મા અતિશયપણે સર્વત્ર કંઈ પણ અંતર વગર સર્વમાં વ્યાપીને રહેલો છે; આત્મા અતિશયપણે નિર્મળ તથા નિશ્ચળ હોઇને સર્વમાં વ્યાપીને રહેલો છે; આત્મા દિવસ અથવા રાત્રિથી

રહિત હોઇને સર્વમાં વ્યાપીને રહેલો છે; સર્વમાં સમાન રૂપે વ્યાપીને રહેલ આત્મસ્વરૂપને નહિ ઓળખીને તું મનમાં શા માટે રડે છે? ૨૨

नहि बन्धविबन्धसमागमनं
नहि योगवियोगसमागमनम् ।
नहि तर्कवितर्कसमागमनं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ २३ ॥

આત્મામાં બન્ધ અથવા વિબન્ધ આવતા નથી; આત્મામાં સંયોગ અથવા વિયોગ આવતા નથી; આત્મામાં તર્ક અથવા વિતર્ક આવતા નથી; સર્વમાં વ્યાપીને સમાનરૂપે રહેલ આત્મસ્વરૂપને નહિ જાણીને તું મનમાં કેમ રડે છે? ૨૩

इह कालविकालनिराकरण-
मणुमात्रकृशानुनिराकरणम् ।
नहि केवलसत्यनिराकरणं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ २४ ॥

આત્મામાંથી કાલ અથવા અકાલનું નિરાકરણ થઇ શકે છે, એટલે કાલ-અકાલને આત્મામાંથી દૂર કાઢી નાંખેલ છે, અર્થાત્ તેની સાથે આત્માને સંબંધ નથી. અણુમાત્ર અગ્નિનું આત્માથી નિરાકરણ થઇ શકે છે, અર્થાત્ અગ્નિ સાથે તેને લેશ સંબંધ નથી; પરંતુ આત્મા કેવળ સત્ય છે એ વાતનું નિરાકરણ થઇ શકતું નથી અર્થાત્ તે કેવલ સત્ય છે. સર્વમાં સમાનરૂપે બિરાજતા આત્મસ્વરૂપને નહિ ઓળખીને તું મનમાં કેમ રડે છે? ૨૪

इह देहविदेहविहीन इति
ननु स्वप्नसुषुप्तिविहीनपरम् ।

अभिधानविधानविहीनपरं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ २५ ॥

આત્માને દેહ નથી તેમ અદેહ નથી; સ્વપ્ન નથી કે સુષુપ્તિ નથી; આત્માને કથન નથી તેમ ક્રિયા નથી; એ તો એ બધાંથી પર–ઉપર છે. સર્વમાં સમાનરૂપે બિરાજતા આત્મસ્વરૂપને નહિ ઓળખીને તું મનમાં શા માટે રડે છે? ૨૫

गगनोपमशुद्धविशालसमं
अविसर्वविवर्जितसर्वसमम् ।
गतसारविसारविकारसमं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ २६ ॥

આત્મા આકાશ સરખો, શુદ્ધ, વિશાળ સર્વમાં સમાન છે; આત્મા સર્વથી રહિત હોવા છતાં યે સર્વમાં સમાન છે; તેમાં સાર નથી, અસાર નથી, વિકાર નથી, પણ તે સર્વમાં સમાન છે; સર્વમાં સમાન રૂપે બિરાજતા આત્માને નહિ ઓળખીને તું મનમાં શા માટે રડે છે? ૨૬

इह धर्मविधर्मविरागतरं
इह वस्तुविवस्तुविरागतरम् ।
इह कामविकामविरागतरं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ २७॥

આત્માને ધર્મ અથવા અધર્મ ઉપર સારી પેઠે વિરાગ છે, અર્થાત્ જરાયે સંબંધ નથી; આત્માને વસ્તુ અથવા અ-વસ્તુ ઉપર પણ સારી પેઠે વિરાગ છે; આત્માને કામ અથવા અકામ ઉપર પણ સારી પેઠે વિરાગ છે અર્થાત્ બિલકુલ સંબંધ નથી; સર્વમાં સમાનરૂપે બિરાજતા આત્માને નહિ ઓળખીને તું મનમાં શા માટે રડે છે? ૨૭

सुखदुःखविवर्जितसर्वसम-
मिहशोकविशोकविहीनपरम् ।
गुरुशिष्यविवर्जिततत्त्वपरं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ २८ ॥

આત્મા સુખ અથવા દુઃખથી રહિત, સર્વમાં સમાન છે; આત્મા શોક અથવા અશોકથી રહિત છે; આત્માને નથી ગુરુ કે નથી શિષ્ય, એવા સંબંધોથી તે પર અર્થાત્ ઉપર છે; સર્વમાં સમાનરૂપે બિરાજતા આત્માને નહિ ઓળખીને તું મનમાં શા માટે રડે છે? ૨૮

न किलांकुरसारविसार इति
न चलाचलसाम्यविसाम्यमिति ॥
अविचाराविचारविहीनमिति
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ २९ ॥

આત્મામાં અંકુર નથી, સાર નથી, અસાર નથી; તે ચલ નથી, અચલ નથી; તેમાં સમતા નથી, વિષમતા નથી; તે અ-વિચાર અથવા વિચારથી રહિત છે; સર્વમાં સમાનરૂપે બિરાજતા આત્માને નહિ ઓળખીને તું મનમાં શા માટે રડે છે? ૨૯

इह सारसमुच्चयसारमिति
कथितं निजभावविभेद इति ।
विषये करणत्वमसत्यमिति
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ ३० ॥

અહીંયાં સારોના સંગ્રહમાંથી સાર કાઢીને કહ્યું છે કે આત્મા નિજભાવ–સ્વભાવથી ભિન્ન નથી; વિષયોનું આચરણ કરવું તે ખોટું છે. સર્વમાં સમાનરૂપે રહેલ આત્મસ્વરૂપને નહિ ઓળખીને તું મનમાં શા માટે રડે છે? ૩૦

बहुधा श्रुतयः प्रवदन्ति यतो
वियदादिरिदं मृगतोयसमम् ।
यदि चैकनिरन्तरसर्वसमं
किमु रोदिषि मानसि सर्वसमम् ॥ ३१ ॥

શ્રુતિઓ અનેક પ્રકારે કહે છે કે આકાશ વગેરે પંચ મહાભૂતોનું બનેલું જગત ઝાંઝવાનાં પાણીની પેઠે ખોટું છે; આત્મા—એક, નિરંતર, સર્વમાં સમાન રૂપે રહેલ સત્ય છે; સર્વમાં સરખી રીતે બિરાજતા આત્મસ્વરૂપને નહિ ઓળખીને તું મનમાં શા માટે રડે છે? ૩૧

विन्दति विन्दति नहि नहि यत्र
छन्दोलक्षणं नहि नहि तत्र ।
समरसमग्नो भावितपूतः
प्रलपति तत्त्वं परमवधूतः ॥ ३२ ॥

અવધૂતની પદવીએ પહોંચેલો મસ્ત જ્ઞાનયોગી, ઋગ્વેદ વગેરે કોઈ પણ વેદના ખાસ મંત્રને નથી વળગતો; તેમજ છંદોનાં લક્ષણવાળાં તંત્રોની જાળમાં યે નથી ફસાતો; પરંતુ પરમ આત્મતત્ત્વનું ચિંતન કરતો કરતો, પવિત્ર અંતઃકરણવાળો બની જઈને, એકરસ આત્માનંદમાં ડૂબી જાય છે. ૩૨

इति श्रीदत्तात्रेयविरचितायामवधूतगीतायां स्वामि-
कार्तिकसंवादे आत्मसंवित्त्युपदेशे समदृष्टि-
कथनं नाम पञ्चमोऽध्यायः ॥ ५ ॥

ઇતિશ્રી દત્તાત્રેય સ્વામીએ રચેલ અવધૂત ગીતામાં, દત્તસ્વામી તથા
કાર્તિકેય વચ્ચે ચાલેલા સંવાદમાં, આત્મજ્ઞાન ઉપદેશમાં,
સમદૃષ્ટિકથન નામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૬

वहुधा श्रुतयः प्रवदन्तिस्वयं
वियदादिरिदं मृगतोयसमम् ।
यदि चैकनिरन्तरसर्वशिव-
मुपमेयमथो ह्युपमा च कथम् ॥ १ ॥

શ્રુતિઓ પોતે અનેક પ્રકારે કહે છે કે—આકાશ આદિ આ જગત ઝાંઝવાનાં પાણી જેવું ખોટું છે; પણ આત્મા એક નિરંતર સર્વ કલ્યાણસ્વરૂપ સત્ય છેઃ તો પછી ઉપમા દેવા યોગ્ય અને ઉપમા એવા ભેદ તેમાં ક્યાંથી હોય? ૧

अविभक्तिविभक्तिविहीनपरं
ननु कार्यविकार्यविहीनपरम् ।
यदि चैकनिरन्तरसर्वशिवं
यजनं च कथं तपनं च कथम् ॥ २ ॥

આત્મા અવિભાગ અથવા વિભાગથી રહિત છે; કાર્ય અથવા અકાર્યથી પણ રહિત છે; જો તે એક, નિરંતર, સર્વ કલ્યાણ-સ્વરૂપ છે તો પછી યજ્ઞ, પૂજા કે તપશ્ચર્યા કેમ સંભવે? ૨

मन एव निरन्तरसर्वगतं
ह्यविशालविशालविहीनपरम् ।
मन एव निरन्तरसर्वशिवं
मनसापि कथं वचसा च कथम् ॥ ३ ॥

મન જ સર્વમાં નિરંતર રહેલું આત્મસ્વરૂપ છે; મન એ જ અવિશાળ તથા વિશાળથી રહિત આત્મસ્વરૂપ છે; મન એ જ નિરન્તર સર્વ કલ્યાણસ્વરૂપ છે; તો પછી મનથી અથવા વાણીથી આત્મસ્વરૂપ શી રીતે જાણી કે કહી શકાય? ૩

दिनरात्रिविभेदनिराकरण-
मुदितानुदितस्य निराकरणम् ।
यदि चैकनिरन्तरसर्वशिवं
रविचन्द्रमसौ ज्वलनश्च कथम् ॥ ४ ॥

આત્મામાં દિવસ અથવા રાત્રિના ભેદ નથી; આત્મામાં ઉદય પામેલ અથવા ઉદય નહિ પામેલ એવા પણ ભેદ નથી; જો તે એક, નિરંતર કલ્યાણસ્વરૂપ છે, તો પછી તેમાં સૂર્ય, ચંદ્ર કે અગ્નિ ક્યાંથી સંભવે? ૪

गतकामविकामविभेद इति
गतचेष्टविचेष्टविभेद इति ।
यदि चैकनिरन्तरसर्वशिवं
बहिरन्तरभिन्नमतिश्च कथम् ॥ ५ ॥

આત્મામાં સકામ અથવા નિષ્કામ એવો ભેદ નથી; તેમાં હલનચલનવાળું કે હલનચલન વિનાનું એવો ભેદ નથી; આત્મા એક, નિરંતર, સર્વ કલ્યાણસ્વરૂપ છે, તો પછી તેમાં બહાર અથવા અંદર એવા ભેદવાળી બુદ્ધિ પણ ક્યાંથી સંભવે? ૫

यदि सारविसारविहीन इति
यदि शून्यविशून्यविहीन इति ।
यदि चैकनिरन्तरसर्वशिवं
प्रथमं च कथं चरमं च कथम् ॥ ६ ॥

આત્મા સાર અથવા અસારથી રહિત છે; આત્મા શૂન્ય અથવા અશૂન્યથી રહિત છે; જો તે એક જ, નિરંતર અને સર્વકલ્યાણમય છે તો તેમાં પહેલું અને છેલ્લું ક્યાંથી સંભવે? ૬

यदि भेदविभेदनिराकरणं
यदि वेदकवेद्यनिराकरणम् ।
यदि चैकनिरन्तरसर्वशिवं
तृतीयं च कथं तुरीयं च कथम् ॥ ७ ॥

જો ભેદ કે અભેદને આત્માથી દૂર કાઢવામાં આવેલ છે; જાણનાર તથા જાણવા યોગ્યને પણ દૂર કાઢેલ છે; અને જો તે એક જ, નિરંતર, સર્વ કલ્યાણસ્વરૂપ છે તો પછી તેમાં ત્રીજી કે ચોથી અવસ્થા ક્યાંથી સંભવે? ૭

गदिताविदितं नहि सत्यमिति
विदिताविदितं नहि सत्यमिति ।
यदि चैकनिरन्तरसर्वशिवं
विषयेन्द्रियबुद्धिमनांसि कथम् ॥ ८ ॥

આત્માના સંબંધમાં કહેલું અથવા નહિ કહેલું સત્ય નથી, જાણેલું તથા નહિ જાણેલું પણ સત્ય નથી; જો આત્મા એક જ, નિરંતર, સર્વ કલ્યાણસ્વરૂપ છે, તો પછી તેમાં વિષયો, ઇન્દ્રિયો અને મન ક્યાંથી સંભવે? ૮

गगनं पवनो नहि सत्यमिति
धरणी दहनो नहि सत्यमिति ।
यदि चैकनिरन्तरसर्वशिवं
जलदश्च कथं सलिलं च कथम् ॥ ९ ॥

આકાશ અને પવન સત્ય નથી; પૃથ્વી તથા અગ્નિ સત્ય નથી; જો આત્મા એક જ, નિરંતર, સર્વ શિવસ્વરૂપ છે, તો તેમાં મેઘ તથા પાણી ક્યાંથી સંભવે? ૯

यदि कल्पितलोकनिराकरणं
यदि कल्पितदेवनिराकरणम् ।

यदि चैकनिरन्तरसर्वशिवं
गुणदोषविचारमतिश्च कथम् ॥ १० ॥

કલ્પેલા પૃથ્વી આદિ લોકને કાઢી નાખેલ છે, તેમજ કલ્પેલા દેવતાઓને પણ કાઢી નાખેલ છે, જો આત્મા એક જ, નિરંતર, સર્વ કલ્યાણસ્વરૂપ છે, તો પછી ગુણ અને દોષના વિચાર કરનારી બુદ્ધિ શા માટે હોય? ૧૦

मरणामरणं हि निराकरणं
करणाकरणं हि निराकरणम् ।
यदि चैकनिरन्तरसर्वशिवं
गमनागमनं हि कथं वदति ॥ ११ ॥

મરણ અને જન્મને આત્માથી દૂર કરેલ છે; કંઈ કરવું કે નહિ કરવું તેને પણ આત્માથી દૂર કરવામાં આવેલ છે; જો આત્મા એક જ, નિરંતર, સર્વ કલ્યાણસ્વરૂપ છે, તો પછી આવવું અને જવું અથવા જન્મમરણ ક્યાંથી હોય? ૧૧

प्रकृतिः पुरुषो नहि भेद इति
नहि कारणकार्यविभेद इति ।
यदि चैकनिरन्तरसर्वशिवं
पुरुषापुरुषं च कथं वदति ॥ १२ ॥

આત્મામાં પ્રકૃતિ કે પુરુષનો ભેદ નથી; તેમાં કારણ અને કાર્યનો ભેદ પણ નથી; આત્મા એક જ, નિરંતર, સર્વ કલ્યાણ-સ્વરૂપ છે; તેને પુરુષ કે અપુરુષ–પ્રકૃતિ એમ કેમ કહે છે? ૧૨

तृतीयं नहि दुःखसमागमनं
न गुणाद्द्वितीयस्य समागमनम् ।

यदि चैकनिरन्तरसर्वशिवं
स्थविरश्च युवा च शिशुश्च कथम् ॥ १३ ॥

ત્રીજું મન અર્થાત્ જગત અથવા સંસાર જે દુઃખનો સમાગમ કરાવે તેવું છે તેની સાથે આત્માને સંબંધ નથી; આત્મા ગુણાતીત હોવાથી તેને બીજી એટલે ગુણમયી પ્રકૃતિ–માયાની સાથે પણ સંબંધ નથી; તે એક જ, નિરંતર, સર્વ કલ્યાણ-સ્વરૂપ પુરુષ છે; તો પછી તેને ઘડપણ, જુવાની કે બાળપણ ક્યાંથી હોય? ૧૩

ननु आश्रमवर्णविहीनपरं
ननु कारणकर्तृविहीनपरम् ।
यदि चैकनिरन्तरसर्वशिव-
मविनष्टविनष्टमतिश्च कथम् ॥ १४ ॥

આત્મા આશ્રમ તથા વર્ણભેદરહિત છે; કારણ તથા કર્તાપણાથી પણ રહિત છે; તે એક જ, નિરંતર, સર્વકલ્યાણ-સ્વરૂપ છે; તો પછી તે નાશ પામેલું નથી કે નાશ પામેલું છે એવી બુદ્ધિ એમાં ક્યાંથી સંભવે? ૧૪

ग्रसिताग्रसितं च वितथ्यमिति
जनिताजनितं च वितथ्यमिति ।
यदि चैकनिरन्तरसर्वशिव-
मविनाशि विनाशि कथं हि भवेत् ॥ १५ ॥

કોઈથી ઘેરાઈ ગયેલ હોવું કે ઘેરાઈ ગયેલ નહિ હોવું એ આત્માના સંબંધમાં ખોટું છે; ઉત્પન્ન થયેલ હોવું કે ઉત્પન્ન થયેલ નહિ હોવું એ પણ આત્માના સંબંધમાં ખોટું છે. આત્મા એક જ, નિરંતર, સર્વ કલ્યાણસ્વરૂપ છે, તો પછી અવિનાશી અથવા વિનાશી ક્યાંથી થાય? ૧૫

पुरुषापुरुषस्य विनष्टमिति।
वनितावनितस्य विनष्टमिति।
यदि चैकनिरन्तरसर्वशिव-
मविनोदविनोदमतिश्च कथम् ॥ १६ ॥

આત્મામાં પુરુષ છે કે પુરુષ નથી એવો ભેદ નથી; તેમાં સ્ત્રી છે કે સ્ત્રી નથી એવો પણ ભેદ નથી; આત્મા એક જ, નિરંતર, સર્વ કલ્યાણસ્વરૂપ છે, તો પછી તેમાં મોજમજા નથી કે મોજમજા છે એવી બુદ્ધિ ક્યાંથી સંભવે? ૧૬

यदि मोहविषादविहीनपरो
यदि संशयशोकविहीनपरः।
यदि चैकनिरन्तरसर्वशिव-
महमेति ममेति कथं च पुनः ॥ १७ ॥

આત્મા મોહ અથવા ખેદથી રહિત છે; શંકા તથા શોકથી પણ રહિત છે; તે એક જ, નિરંતર, સર્વ કલ્યાણસ્વરૂપ છે, તો પછી તેમાં વળી હુંપણું અને મારાપણું ક્યાંથી હોય? ૧૭

ननु धर्मविधर्मविनाश इति
ननु बन्धविबन्धविनाश इति।
यदि चैकनिरन्तरसर्वशिव-
मिह दुःखविदुःखमतिश्च कथम् ॥ १८ ॥

આત્માનો વિચાર કરતાં જો ધર્મ કે અધર્મ જરૂર નાશ પામે છે, એટલે રહી શકતા નથી; તેમજ બંધ અથવા અબંધ-મુક્તિ પણ ટકતાં નથી; આત્મા એક જ, નિરંતર, સર્વ કલ્યાણ-સ્વરૂપ છે તો પછી તેમાં દુઃખ કે સુખ છે, એવી બુદ્ધિ ક્યાંથી સંભવે? ૧૮

नहि याज्ञिकयज्ञविभाग इति
न हुताशनवस्तुविभाग इति ।
यदि चैकनिरन्तरसर्वशिवं
वद कर्मफलानि भवन्ति कथम् ॥ १९ ॥

આત્મામાં યજ્ઞ કરનાર અથવા યજ્ઞ એવા વિભાગ નથી; તેમજ અગ્નિ અને હોમવાનાં દ્રવ્યો એવો પણ વિભાગ નથી; આત્મા એક જ, નિરંતર, સર્વ કલ્યાણસ્વરૂપ છે, તો પછી કર્મોનાં ફળો ક્યાંથી થાય તે કહો? ૧૯

ननु शोकविशोकविमुक्त इति
ननु दर्पविदर्पविमुक्त इति ।
यदि चैकनिरन्तरसर्वशिवं
ननु रागविरागमतिश्च कथम् ॥ २० ॥

આત્મા જરૂર શોક તેમજ અશોક એ બંનેથી મુક્ત છે; તે જરૂર અભિમાન તેમજ અભિમાનના અભાવથી યે મુક્ત છે, આત્મા એક જ, નિરંતર, સર્વશિવસ્વરૂપ છે, તો પછી તેમાં પ્રીતિ કે અપ્રીતિની બુદ્ધિ ક્યાંથી સંભવે? ૨૦

नहि मोहविमोहविकार इति
नहि लोभविलोभविकार इति ।
यदि चैकनिरन्तरसर्वशिवं
ह्यविवेकविवेकमतिश्च कथम् ॥ २१ ॥

આત્માને નથી મોહ કે અમોહનો વિકાર; તેમજ નથી લોભ કે અલોભનો વિકાર; આત્મા એક જ, નિરંતર, સર્વશિવસ્વરૂપ છે, તો પછી તેમાં વિવેક કે અવિવેકની બુદ્ધિ ક્યાંથી સંભવે? ૨૧

त्वमहं नहि हंत कदाचिदपि
कुलजातिविचारमसत्यमिति ।

अहमेव शिवः परमार्थ इति
अभिवादनमत्र करोमि कथम् ॥ २२ ॥

અરેરે! આત્મામાં તું કે હું કદીયે નથી; તેમાં કુલ અથવા જાતિનો વિચાર કરવો અસત્ય છે; હું આત્મા પરમાર્થતત્ત્વ શિવસ્વરૂપ છું, તો પછી અહીં કોને કેવી રીતે વંદન કરું? ૨૨

गुरुशिष्यविचारविशीर्ण इति
उपदेशविचारविशीर्ण इति ।
अहमेव शिवः परमार्थ इति
अभिवादनमत्र करोमि कथम् ॥ २३ ॥

આત્મામાં ગુરુ કે શિષ્યનો વિચાર ભાંગી પડે છે; ઉપદેશનો વિચાર પણ ભાંગી પડે છે; હું જ આત્મા પરમાર્થતત્ત્વ શિવસ્વરૂપ છું, તો પછી અહીં કોને કેવી રીતે વંદન કરું? ૨૩

नहि कल्पितदेहविभाग इति
नहि कल्पितलोकविभाग इति ।
अहमेव शिवः परमार्थ इति
अभिवादनमत्र करोमि कथम् ॥ २४ ॥

આત્મામાં કલ્પાયલા શરીરોના વિભાગ નથી; તેમજ કલ્પેલા પૃથ્વી આદિ લોકોના વિભાગ પણ નથી; હું જ આત્મા પરમાર્થતત્ત્વ શિવસ્વરૂપ છું, તો પછી અહીં કોને કેવી રીતે વંદન કરું? ૨૪

सरजो विरजो न कदाचिदपि
ननु निर्मलनिश्चलशुद्ध इति ।
अहमेव शिवः परमार्थ इति
अभिवादनमत्र करोमि कथम् ॥ २५ ॥

આત્મા કદી રાગી કે વિરાગી નથી; તે જરૂર નિર્મળ, નિશ્ચળ, અને શુદ્ધ છે; હું આત્મા પરમાર્થતત્ત્વ શિવસ્વરૂપ છું, તો પછી અહીં કોને કેવી રીતે વંદન કરું? ૨૫

नहि देहविदेहविकल्प इति
अनृतं चरितं नहि सत्यमिति ।
अहमेव शिवः परमार्थ इति
अभिवादनमत्र करोमि कथम् ॥ २६ ॥

આત્માને નથી દેહ કે નથી અદેહ; આત્માને નથી ખોટું-ખરું ચરિત; હું આત્મા પરમાર્થતત્ત્વ, શિવસ્વરૂપ છું, તો પછી અહીં કોને કેવી રીતે નમન કરું? ૨૬

विन्दति विन्दति नहि नहि यत्र
छन्दोलक्षणं नहि नहि तत्र ।
समरसमग्नो भावितपूतः
प्रलपति तत्त्वं परमवधूतः ॥ २७ ॥

અવધૂતની પદવીએ પહોંચેલો, મસ્ત જ્ઞાનયોગી, ઋગ્વેદ વગેરે કોઈ વેદના ખાસ મંત્રને નથી વળગતો; તેમજ છંદોનાં લક્ષણવાળાં તંત્રોની જાળમાં યે નથી ફસાતો; પરંતુ તે પરમ આત્મતત્ત્વનું ચિંતન કરતો કરતો, પવિત્ર અંતઃકરણવાળો થઈને એકરસ આત્માનંદમાં ડૂબી જાય છે. ૨૭

इति श्रीदत्तात्रेयविरचितायामवधूतगीतायां स्वामि-
कार्तिकसंवादे स्वात्मसंवित्त्युपदेशे मोक्षनिर्णयो
नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

ઇતિશ્રી દત્તાત્રેય સ્વામીએ રચેલ અવધૂત ગીતામાં દત્ત સ્વામી તથા કાર્તિકેય વચ્ચે ચાલેલા સંવાદમાં આત્મજ્ઞાન ઉપદેશમાં મોક્ષનિર્ણય નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૭

रथ्याकर्पटविरचितकन्थः पुण्यापुण्यविवर्जितपन्थः ।
शून्यागारे तिष्ठति नग्नो शुद्धनिरञ्जनसमरसमग्नः ॥ १ ॥

અવધૂતદશાએ પહોંચેલો મહાત્મા શેરીઓમાંથી ઉપાડી લીધેલાં ચીંથરાંઓની બનાવેલી ગોદડી ધારણ કરે છે; પુણ્ય અથવા પાપના માર્ગોને છોડીને ચાલે છે; શુદ્ધ, નિરંજન, સમરસ આત્મસ્વરૂપમાં ડૂબેલો દિગંબર થઈને એકાંતવાસમાં રહે છે. ૧

लक्षालक्षविवर्जितलक्ष्यो युक्तायुक्तविवर्जितदक्षः ।
केवलतत्त्वनिरञ्जनपूतो वादविवादः कथमवधूतः ॥ २ ॥

લક્ષ્ય કે અલક્ષ્યથી રહિત હોવા છતાં પોતે લક્ષ્ય બનેલો; યોગમાં જોડાયલો કે નહિ જોડાયલો, નહિ હોવા છતાં પોતે ચતુર; કેવળ આત્મતત્ત્વ વડે માયાના મળથી રહિત અને પવિત્ર બનેલો અવધૂત મહાત્મા કોઈ સાથે વાદવિવાદ કરતો નથી. ૨

आशापाशविबन्धनमुक्तः शौचाचारविवर्जितयुक्तः ।
एवं सर्वविवर्जितसंतस्तत्त्वं शुद्धनिरञ्जनवन्तः ॥ ३ ॥

એવો અવધૂત આશાઓની જાળનાં બંધનોમાંથી છૂટી ગયેલો હોય છે; બહારની પવિત્રતા–ચોખ્ખાઈ તથા આચારથી રહિત હોવા છતાં આત્મામાં જોડાયલો હોય છે; એવી રીતે સર્વ રહિત હોવા છતાં તે શુદ્ધ, માયાના મળ વિનાનો, આત્મ-તત્ત્વસ્વરૂપ હોય છે. ૩

कथमिह देहविदेहविचारः कथमिह रागविरागविचारः ।
निर्मलनिश्चलगगनाकारं स्वयमिह तत्त्वं सहजाकारम् ॥ ४ ॥

એવા યોગીને દેહ અથવા વિદેહનો વિચાર ક્યાંથી આવે? રાગ અથવા વિરાગનો વિચાર પણ ક્યાંથી આવે? તે પોતે નિર્મળ, નિશ્ચળ, આકાશરૂપ, સહજસ્વરૂપ, આત્મતત્ત્વ બની ગયેલો હોય છે. ૪

कथमिह तत्त्वं विन्दति यत्र रूपमरूपं कथमिह तत्र ।
गगनाकारः परमो यत्र विषयीकरणं कथमिह तत्र ॥ ५ ॥

અવધૂતદશામાં તત્ત્વનું ભાન રહેતું નથી, તેમજ રૂપ કે અરૂપનું ભાન પણ રહેતું નથી; અવધૂત આકાશસ્વરૂપ પરમ તત્ત્વ બની ગયો હોય છે; તેને પછી વિષયોના વ્યવહારો ક્યાંથી હોય? ૫

गगनाकारनिरन्तरहंसस्तत्त्वविशुद्धनिरञ्जनहंसः ।
एवं कथमिह भिन्नविभिन्नं बन्धविबन्धविकारविभिन्नम् ॥६॥

અવધૂત આકાશના જેવો સૂક્ષ્મ, સર્વવ્યાપક, પરમાત્મા-હંસસ્વરૂપ બની જાય છે; તે તત્ત્વે કરીને વિશુદ્ધ માયામળ-રહિત હંસ–પરમાત્માસ્વરૂપ બની જાય છે; તેને ભેદ કે અભેદ હોતા નથી તેમજ બન્ધન કે અબન્ધનરૂપી વિકારભેદ પણ હોતા નથી. ૬

केवलतत्त्वनिरन्तरसर्वं योगवियोगौ कथमिह गर्वम् ।
एवं परमनिरन्तरसर्वं एवं कथमिह सारविसारम् ॥ ७ ॥

અવધૂત કેવલ તત્ત્વ, નિરંતર, સર્વસ્વરૂપ છે, તેને સંયોગ, વિયોગ કે અહંકાર ક્યાંથી હોય? એ રીતે તે નિરંતર સર્વરૂપ પરમાત્માસ્વરૂપ હોય છે; તેને સાર–અસાર ક્યાંથી હોય? ૭

केवलतत्त्वनिरञ्जनसर्वं गगनाकारनिरन्तरशुद्धम् ।
एवं कथमिह संगविसंगं सत्यं कथमिह रङ्गविरङ्गम् ॥ ८ ॥

અવધૂત કેવળ તત્ત્વ, નિરંતર સર્વસ્વરૂપ છે; તે આકાશના જેવો નિરંતર વ્યાપક અને શુદ્ધ છે; એમાં સંગ કે અસંગ ક્યાંથી સંભવે? એમાં રંગ અથવા અરંગ પણ ક્યાંથી સંભવે? ૮

योगवियोगै रहितो योगी भोगविभोगै रहितो भोगी ।
एवं चरति हि मन्दंमन्दं मनसा कल्पितसहजानन्दम् ॥ ९ ॥

અવધૂત યોગી સંયોગ કે વિયોગથી રહિત હોય છે; ભોગ-અભોગથી રહિત હોય છે; મનમાં સહજ આનંદનો નિશ્ચય કરીને તે ધીમે ધીમે ફરતો ફરે છે. ૯

बोधविबोधैः सततं युक्तो द्वैताद्वैतैः कथमिह मुक्तः ।
सरजा विरजा कथमिह योगी शुद्धनिरञ्जनसमरसभोगी ॥१०॥

હંમેશાં જ્ઞાન તથા અજ્ઞાનથી યુક્ત હોય તે દ્વૈત તથા અદ્વૈતથી મુક્ત કેમ થાય? શુદ્ધ માયાના મળથી રહિત સમરસ આત્મસ્વરૂપમાં આનંદ લેનારો સ્વયંસિદ્ધ યોગી રાગરહિત કેમ થાય? તે રાગરહિત જ હોય છે. ૧૦

भग्नाभग्नविवर्जितभग्नो लग्नालग्नविवर्जित लग्नः ।
एवं कथमिह सारविसारः समरसतत्त्वं गगनाकारः ॥ ११ ॥

અવધૂત યોગી ભાંગેલ કે નહિ ભાંગેલપણાથી રહિત હોવા છતાં ભાંગેલા જેવો દેખાય છે; કોઈ વસ્તુમાં લાગેલો કે નહિ લાગેલો નહિ હોવા છતાં યે આત્મતત્ત્વમાં લાગેલો દેખાય છે; તેમાં સાર અથવા અસાર ક્યાંથી હોય? તે સમરસ, પરમ-તત્ત્વ, આકાશસ્વરૂપ હોય છે. ૧૧

सततं सर्वविवर्जितयुक्तः सर्वं तत्त्वविवर्जितमुक्तः ।
एवं कथमिह जीवितमरणं ध्यानाध्यानैः कथमिह करणम् ॥

યોગી હંમેશાં સર્વથી રહિત હોવા છતાં આત્મામાં

જોડાયલો હોય છે; પ્રકૃતિ, મહત્તત્ત્વાદિથી રહિત હોઇને મુક્ત હોય છે; એને એ દશામાં જીવન–મરણ ક્યાંથી હોય? ધ્યાન કરવું કે ધ્યાન નહિ કરવું એ પણ ક્યાંથી હોય? ૧૨

इन्द्रजालमिदं सर्वं यथामरुमरीचिका ।
अखण्डितमनाकारो वर्तते केवलः शिवः ॥ १३ ॥

આ સઘળું જાદૂઈ બનાવટ જેવું જગત ઝાંઝવાનાં પાણીની પેઠે ખોટું છે; અખંડિત, નિરાકાર, કેવળ શિવ સત્ય છે. ૧૩

धर्मादेर्मोक्षपर्यन्तं निरीहाः सर्वथा वयम् ।
कथं रागविरागैश्च कल्पयन्ति विपश्चितः ॥ १४ ॥

અમે તો ધર્મથી માંડીને મોક્ષ સુધીના ચારેય પુરુષાર્થોમાં એકદમ ઇચ્છા વગરના છીએ; છતાં બહુ ડાહ્યા પંડિતો અમારામાં રાગ અને વિરાગની કલ્પનાઓ કેમ કરે છે? ૧૪

विन्दति विन्दति नहि नहि यत्र छन्दोलक्षणं नहि नहि तत्र ।
समरसमग्नो भावितपूतः प्रलपति तत्त्वं परमवधूतः ॥ १५ ॥

અવધૂતની પદવીએ પહોંચેલો મસ્ત જ્ઞાનયોગી, ઋગ્વેદ વગેરે કોઈ વેદના ખાસ મંત્રને નથી વળગતો; તેમજ છંદોનાં લક્ષણવાળાં તંત્રોની જાળમાં પણ નથી ફસાતો; પરંતુ તે પરમ આત્મતત્ત્વનું ચિંતન કરતો કરતો પવિત્ર અંતઃકરણવાળો થઇને એકરસ આત્માનંદમાં ડૂબી જાય છે. ૧૫

इति श्रीदत्तात्रेयविरचितायामवधूतगीतायां स्वामिकार्तिक संवादे स्वात्मसंवित्त्युपदेशे सप्तमोऽध्यायः ॥ ७ ॥

ઇતિશ્રી દત્તાત્રેય સ્વામીએ રચેલ અવધૂત ગીતામાં દત્તસ્વામી તથા કાર્તિક્ય વચ્ચે ચાલેલા સંવાદમાં આત્મજ્ઞાન ઉપદેશમાં સાતમો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૮

[આ અધ્યાય સામાન્ય રીતે "અવધૂત ગીતા" ની બધી પ્રતોમાં જોવામાં આવે છે; આધ્યાત્મિક માર્ગે આગળ વધેલા કોઈપણ પુરુષે સ્ત્રીજાતિ પ્રત્યે માનની નજરે અથવા તટસ્થવૃત્તિથી જોવું જોઇએ. આ અધ્યાયમાં તેમના પ્રત્યે વધારે પડતી ઘૃણા બતાવવામાં આવી છે અને તેથી અમને લાગે છે કે, આ અધ્યાય ક્ષેપક હોવો જોઇએ. આમ છતાં હાલ મળતું મૂળ પુસ્તક પૂરેપૂરું અપાય એ હેતુથી અહીં તે લીધો છે.]

**त्वद्यात्रया व्यापकता हता ते ध्यानेन चेतःपरता हता ते।**
**स्तुत्या मया वाक्परता हता ते क्षमस्व नित्यं त्रिविधापराधान्॥**

તારાં દર્શન સારુ તીર્થયાત્રા કરીને મેં તારી સર્વવ્યાપકતાને હણી છે; તારું ધ્યાન ધરીને ચિત્તવડે તને જાણવાની અશક્યતાને મેં હણી છે; વાણીવડે તને જાણવાની અશક્યતાને મેં સ્તુતિઓ કરીને હણી છે; એ ત્રણ પ્રકારના મારા અપરાધોને હંમેશાં માફ કરજે. ૧

**कामैरहतधीर्दान्तो मृदुः शुचिरकिंचनः।**
**अनीहो मितभुक् शान्तः स्थिरो मच्छरणो मुनिः॥२॥**

અવધૂત યોગીની બુદ્ધિ કામનાઓ વડે હણાતી નથી. તે ઇન્દ્રિયોનું દમન કરનારો, નરમાશવાળો, પવિત્ર હોય છે; તે કંઈપણ વસ્તુ પાસે રખાતો નથી, તે ઇચ્છાઓથી રહિત હોય છે, માપસર ખાય છે પીએ છે, શાન્ત, અડગ, મારું શરણ પકડીને રહેનાર મૌનવ્રતધારી હોય છે. ૨

**अप्रमत्तो गभीरात्मा धृतिमान् जितषड्गुणः।**
**अमानी मानदः कल्पो मैत्रः कारुणिकः कविः॥३॥**

અવધૂત પ્રમાદ વગરનો, ઊંડા આત્મજ્ઞાનવાળો, ધીરજવાળો, કામક્રોધ, લોભ, મોહ, મદ મસ્તર એ છ વિકારોને જીતનારો હોય

છે, પોતે માનની દરકાર રાખતો નથી છતાં બીજાને માન આપે છે, સામર્થ્યવાળો હોય છે, સર્વ પ્રાણીઓ પ્રત્યે મિત્રભાવ તથા દયા રાખે છે, અને તે કવિ એટલે સર્વ જાણતોને જાણનારો હોય છે. ૩

**कृपालुरकृतद्रोहस्तितिक्षुः सर्वदेहिनाम् ।**
**सत्यसारोऽनवद्यात्मा समः सर्वोपकारकः ॥ ४ ॥**

અવધૂત સર્વ દેહધારીઓ પ્રત્યે કૃપાળુ હોય છે, કોઈનો દ્રોહ કરતો નથી, અને સુખદુઃખને સહન કરી લે છે; તે સત્યપરાયણ, દોષ વિનાનો, સમાન ભાવવાળો અને સઘળાંનો ઉપકાર કરનાર હોય છે. ૪

**अवधूतलक्षणं वर्णैर्ज्ञातव्यं भगवत्तमैः ।**
**वेदवर्णार्थतत्त्वज्ञैर्वेदवेदान्तवादिभिः ॥ ५ ॥**

વેદ તેમજ વેદાન્તને માનનારા—જાણનારા અને વેદના અક્ષરોના અર્થનાં તત્ત્વોને સમજનારા ભગવાનના ઉત્તમ ભક્તોએ અવધૂતનું લક્ષણ અક્ષરોથી જાણવું જોઈએ. ૫

**आशापाशविनिर्मुक्त आदिमध्यान्तनिर्मलः ।**
**आनन्दे वर्तते नित्यमकारं तस्य लक्षणम् ॥ ६ ॥**

આશાઓની જાળમાંથી સારી પેઠે છૂટી ગયેલો, આરંભ, મધ્ય, તથા અંત સમયે નિર્મળ રહેનારો, હંમેશાં આનંદમાં વર્તનાર, એવું લક્ષણ અવધૂતના અકારનું સમજવું. ૬

**वासना वर्जिता येन वक्तव्यं च निरामयम् ।**
**वर्तमानेषु वर्तेत वकारं तस्य लक्षणम् ॥ ७ ॥**

વાસનાઓ જેણે છોડી દીધેલી છે, જેની વાણી કોઈને દુઃખ આપતી નથી અર્થાત્ સર્વને સુખકારક હોય છે, અને જે વર્તમાનમાં જ રહે છે અર્થાત્ આગલી પાછલીની લેશ ચિંતા કરતો નથી, એવું લક્ષણ અવધૂતના વકારનું સમજવું. ૭

**धूलिधूसरगात्राणि धूतचित्तो निरामयः ।**
**धारणाध्याननिर्मुक्तो धूकारस्तस्य लक्षणम् ॥ ८ ॥**

ધૂળથી મેલા અવયવોવાળો, ચિત્તમાંથી સર્વ દોષોને કાઢી નાંખનાર, નિરોગી, ધારણા તથા ધ્યાનથી મુક્ત થઈ ગયેલો, એવું લક્ષણ અવધૂતના ધૂકારનું સમજવું. ૮

**तत्त्वचिंता धृता येन चिंताचेष्टाविवर्जितः ।**
**तमोहंकारनिर्मुक्तस्तकारस्तस्य लक्षणम् ॥ ९ ॥**

જેણે આત્મતત્ત્વની ચિન્તા ધારણ કરી છે, અને સંસારની ચિન્તા તથા હિલચાલ એકદમ છોડી દીધી છે, અજ્ઞાન તથા અહંકારથી મુક્ત થઈ ગયેલ છે એવું લક્ષણ અવધૂતના તકારનું સમજવું. ૯

**आत्मानं चामृतं हित्वा अभिन्नं मोक्षमव्ययम् ।**
**गतो हि कुत्सितः काको वर्तते नरकंप्रति ॥ १० ॥**

અમૃતસ્વરૂપ એટલે મરણધર્મરહિત, પોતાથી અજુદો, મોક્ષસ્વરૂપ અને અવિનાશી એવા આત્માને તજીને જે બીજે જાય છે, તે દુષ્ટ કાગડાની પેઠે નરક તરફ જાય છે. ૧૦

**मनसा कर्मणा वाचा त्यज्यतां मृगलोचने ।**
**न ते स्वर्गोऽपवर्गो वा सानन्दं हृदयं यदि ॥ ११ ॥**

મન, વાણી અને કર્મ વડે હરિણીનાં જેવાં નેત્રોવાળી સ્ત્રીઓનો ત્યાગ કર; જો વિષયોના આનંદવાળું તારું હૃદય હશે તો તને સ્વર્ગ અથવા મોક્ષ નહિ મળે. ૧૧

**न जानामि कथं तेन निर्मिता मृगलोचना ।**
**विश्वासघातकीं विद्धि स्वर्गमोक्षसुखार्गलाम् ॥ १२ ॥**

સ્ત્રીઓને તે વિધાતાએ શા માટે પેદા કરી તેની મને ખબર નથી પડતી! સ્ત્રીને વિશ્વાસનો ભંગ કરનારી અને સ્વર્ગ તથા મોક્ષનો માર્ગ રોકનારી સમજ. ૧૨

× × ×

**कौटिल्यदम्भसंयुक्ता सत्यशौचविवर्जिता ।**
**केनापि निर्मिता नारी बन्धनं सर्वदेहिनाम् ॥ १४ ॥**

કુટિલતા અને દંભવાળી, સત્ય તથા પવિત્રતા વિનાની, સઘળા દેહીઓને બંધનમાં નાંખનારી નારીને કોણે પેદા કરી ? ૧૪

× × ×

**जानामि नरकं नारीं ध्रुवं जानामि बन्धनम् ।**
**यस्यां जातो रतस्तत्र पुनस्तत्रैव धावति ॥ १६ ॥**

નારી નરકરૂપ છે તે જાણું છું અને ચોક્કસપણે જાણું છું કે તે બંધન કરનારી છે, છતાં જેમાં પેદા થયો તેમાં જ રમે છે અને ફરી ફરીથી તેના તરફ જ દોડે છે. ૧૬

× × ×

**विष्ठादिनरकं घोरं भगं च परिनिर्मितम् ।**
**किमु पश्यसि रे चित्त कथं तत्रैव धावसि ॥ १८ ॥**

વિષ્ઠા વગેરેથી ઘોર નરકરૂપ ભગ બનાવવામાં આવેલ છે; હે ચિત્ત ! તું શું જુવે છે અને ત્યાં જ કેમ દોડે છે ? ૧૮

**भगेन चर्मकुण्डेन दुर्गन्धेन व्रणेन च ।**
**खण्डितं हि जगत्सर्वं सदेवासुरमानुषम् ॥ १९ ॥**

દુર્ગંધવાળા, વ્રણવાળા, ચામડાના કુંડરૂપ ભગ વડે દેવો, દાનવો અને માનવો સહિત આખું જગત ખંડિત થઈ રહ્યું છે અર્થાત્ નાશ પામી રહ્યું છે. ૧૯

**देहार्णवे महाघोरे पूरितं चैव शोणितम् ।**
**केनापि निर्मिता नारी × × ॥ २० ॥**

અતિ ભયંકર દેહરૂપી સ[illegible] ભરેલું છે; એવી નારી કોણે બનાવી ? × ×

**अन्तरे नरकं विद्धि [illegible]म् ।**
**ललितामिह [illegible]म् ॥ २१ ॥**

સ્ત્રી અંદરથી નરકરૂપ અને બહાર કુટિલતા વડે શોભે છે એમ જાણ; જ્ઞાનયોગીઓ સ્ત્રીઓને આત્મજ્ઞાનપ્રાપ્તિના મહામંત્રને રોકનારી સમજે છે. ૨૧

**अज्ञात्वा जीवितं लब्धं भवस्तत्रैव देहिनाम् ।**
**अहो जातो रतस्तत्र अहो भवविडम्बना ॥ २२ ॥**

જે સ્થાનમાં શરીરીઓની ઉત્પત્તિ થાય છે અને જે ઠેકાણે જીવિત મળે છે, તે વાતથી અજાણ્યો થઈને જ્યાં જન્મ્યો ત્યાં જ રમ્યા કરે છે; અહો સંસારની વિટંબણા! ૨૨

**तत्र मुग्धा रमन्ते च सदेवासुरमानवाः ।**
**ते यान्ति नरकं घोरं सत्यमेव न संशयः ॥ २३ ॥**

તેમાં મોહ પામીને જે દેવો, દાનવો તથા માનવો તેમાં રમે છે તે ઘોર નરકમાં પડે છે એ વાત સત્ય છે, તેમાં શંકા નથી. ૨૩

**अग्निकुण्डसमा नारी घृतकुम्भसमो नरः ।**
**संसर्गेण विलीयते तस्मात्तां परिवर्जयेत् ॥ २४ ॥**

અગ્નિકુંડના જેવી નારી છે અને ઘીના ઘડાના જેવો નર છે, સંસર્ગથી પીગળી જવાય છે; માટે તેને દૂરથી જ છોડી દેવી. ૨૪

**गौडी माध्वी तथा पैष्टी विज्ञेया त्रिविधा सुरा ।**
**चतुर्थी स्त्री सुरा ज्ञेया ययेदं मोहितं जगत् ॥ २५ ॥**

મદિરા ત્રણ જાતની જાણવામાં છે, એક ગોળમાંથી બનેલી, બીજી મધમાંથી બનેલી, અને ત્રીજી આટામાંથી બનેલી; ચોથી મદિરા સ્ત્રીને જાણવી, જેણે આ જગતને મોહમાં નાંખી દીધું છે.૨૫

**मद्यपानं महापापं नारीसंगस्तथैव च ।**
**तस्माद्द्वयं परित्यज्य तत्त्वनिष्ठो भवेन्मुनिः ॥ २६ ॥**

દારૂ પીવો એ મહા પાપ છે એ જ પ્રમાણે નારીનો સંગ પણ મહા પાપ છે; તેટલા માટે બંનેને છોડી દઈને મુનિએ તત્ત્વનિષ્ઠ થવું, અર્થાત્ માત્ર પરમાત્મતત્ત્વના તાનમાં મગ્ન રહેવું. ૨૬

**चिन्ताक्रांतं धातुबद्धं शरीरं नष्टे चित्ते धातवो यान्ति नाशम् ।**
**तस्माच्चित्तं सर्वतो रक्षणीयं स्वस्थे चित्ते बुद्धयः संभवन्ति ॥**

હાડ, માંસ, લોહી, મેદ, મજ્જા, સ્નાયુઓ, વીર્ય વગેરે સાત ધાતુઓથી બંધાયલું શરીર ચિત્તના અધિકાર નીચે છે; જ્યારે ચિત્ત-નો નાશ થાય છે, ત્યારે ધાતુઓ પણ નાશ પામે છે; એટલા માટે ચિત્તનું સર્વ બાજુએથી રક્ષણ કરવું, કારણ કે ચિત્ત સાવધાન હોય તો જ સાર કે અસારને સમજનારી બુદ્ધિઓ પ્રગટ થાય છે. ૨૭

**दत्तात्रेयावधूतेन निर्मितानन्दरूपिणा ।**
**ये पठन्ति च शृण्वन्ति तेषां नैव पुनर्भवः ॥ २८ ॥**

આનંદસ્વરૂપ અવધૂત દત્તાત્રેય સ્વામીએ આ ગીતા બનાવી છે; તેનો જેઓ પાઠ કરે, અથવા જેઓ સાંભળે તેનો પુનર્જન્મ થાય નહિ. ૨૮

**इति श्रीदत्तात्रेयकृतायामवधूतगीतायां स्वामिकार्तिक-**
**संवादे स्वात्मसंवित्त्युपदेशेऽष्टमोऽध्यायः ॥ ८ ॥**

ઇતિશ્રી દત્તાત્રેય સ્વામીએ રચેલ અવધૂત ગીતામાં દત્ત સ્વામી તથા કાર્તિકેય વચ્ચે ચાલેલા સંવાદમાં આત્મજ્ઞાન ઉપદેશમાં આઠમો અધ્યાય સંપૂર્ણ.

# પરિશિષ્ટ

## પ્રહ્‌લાદાખ્યાન×

[ ભગવાન દત્તાત્રેય જેઓ 'અવધૂત' નામથી ઓળખાય છે તેમના ઉપદેશો આ પુસ્તક સિવાય બીજે મળતા નથી. ભાગવતમાં એકાદશ સ્કન્ધમાં તેમણે કરેલા ૨૪ ગુરુઓની હકીકત આ સંસ્થાના "હિન્દના આચાર્યો" નામના પુસ્તકમાં ૨૨૪મા પાને અપાયલી છે.

અવધૂતગીતાના સર્વોત્કૃષ્ટ શિક્ષણ ઉપરનું સરળ ભાષ્ય હોય તેવું એક પ્રકરણ કાલીકમળીવાળા સ્વામીશ્રી વિશુદ્ધાનંદજીકૃત **"પક્ષપાતરહિત અનુભવપ્રકાશ"** નામના મહાન ગ્રંથમાં મળ્યું. તેમાંથી અભ્યાસીઓની સગવડ ખાતર અહીં થોડા ઉતારા આપ્યા છે. અવધૂતના મ્હોંમાંથી નીકળેલા આ આખ્યાનને છેડેના શબ્દો અવધૂતગીતાનો જ આબાદ પ્રતિઘોષ કરે છે.]

પરાશરઃ—હે મૈત્રેય! પૂર્વે દિતિના ઉદર વિષે બે પુત્ર ઉત્પન્ન થયા હતા. એકનું નામ હિરણ્યાક્ષ હતું. તેને વિષ્ણુ ભગવાને વરાહનું રૂપ ધારણ કરીને માર્યો હતો. તે પછી બીજો હિરણ્યકશિપુ ત્રિલોકકનું રાજ્ય કરવા લાગ્યો. સર્વ ઇંદ્રાદિ દેવતાઓ તેની આજ્ઞામાં હતા, અને યજ્ઞનો ભાગ જે દેવતાઓ લેતા હતા, તે પણ તે લેવા લાગ્યો હતો. ઇંદ્રાદિ દેવતાઓ તેના ભયથી સ્વર્ગનો ત્યાગ કરીને પૃથ્વી પર રહેવા લાગ્યા હતા. એ હિરણ્યકશિપુના ઘરમાં પ્રહ્‌લાદ નામનો પુત્ર ઉત્પન્ન થયો હતો. જ્યારે પ્રહ્‌લાદ ભણવા યોગ્ય થયો ત્યારે તેને શીખવવાને માટે ગુરુની નિકટ તેના પિતાએ મોકલ્યો. પછી કેટલાક દિવસો વીત્યે હિરણ્યકશિપુએ ગુરુસહિત પ્રહ્‌લાદને બોલાવીને પૂછ્યું: 'હે પુત્ર! જે ગુરુથી શીખ્યા હો તે કહી સંભળાવો.'

પ્રહ્‌લાદે કહ્યું:—હે પિતાજી! આ જે સ્થૂલ–સૂક્ષ્મ દૃશ્યમાન

---

× કાલી કમલીવાલા સ્વામીશ્રી વિશુદ્ધાનંદજીકૃત 'પક્ષપાતરહિત અનુભવપ્રકાશ'માંથી થોડા ફેરફાર સાથે ઉદ્ધૃત.

જગત છે, તેને સ્વપ્નસમાન અસત્ ભ્રમરૂપ જાણ્યું છે અને એક અદ્વિતીય વિષ્ણુ (વ્યાપક આત્મા) ને જ મેં સત્ય જાણ્યા છે. "સર્વ વિષ્ણુ છે."

આ વચન સાંભળીને હિરણ્યકશિપુ ક્રોધવાન થયો. તેનાં નેત્ર લાલ થઈ ગયાં અને શુક્રાચાર્યને કહ્યું: 'હે બ્રાહ્મણ ! આને શું શિખવાડયું છે? વિષ્ણુ, જે મારા જીવનો લેનાર છે તેનું આ ભજન કરે છે, અને હું જે ત્રિલોકીનો રાજા છું તેનું વિસ્મરણ કરે છે!'

શુક્ર બોલ્યા:—દૈત્યેન્દ્ર! ક્રોધ ન કરો. એની બાળક અવસ્થા છે, પણ એ નિશ્ચયથી હું તેને ફેરવીશ. હવે તમને જ યાદ કરશે.

પુનઃ હિરણ્યકશિપુએ કહ્યું:—હે પુત્ર! જે ગુરુ શિખવાડે તે જ શીખજે; નહિ તો તારા પ્રાણ જશે.

પ્રહ્લાદે કહ્યું:—હે પિતાજી! કોઇની શક્તિ નથી કે મને મારે. આકાશની સમાન જગત વિષે જે વ્યાપક વિષ્ણુ આત્મા છે, તેને કોણ મારે અને કોણ દુઃખ આપે તેમ છે?

હિરણ્યકશિપુ:—રે નીચ બાલક! મને મૂકીને એ કોણ વિષ્ણુ છે જેનું તું વારંવાર નામ લે છે, તે કહે.

પ્રહ્લાદ—હે પિતા! વિષ્ણુ અખિલ જગત વિષે મનના સાક્ષી છે અને ઇંદ્રિયોથી અગોચર છે. વિચારનેત્ર વિના તે તમને શી રીતે દેખાય? યોગેશ્વરો વિષ્ણુઆત્માને પરમ પદ કહે છે. હે પિતાજી! તમે, હું કે આ જગત છે જ નહિ, મૂળ અને સારરૂપ ભગવાન વિષ્ણુ આત્મા જ છે.

હિરણ્યકશિપુ:—મૂર્ખ! તારા મનને પાપે ઘેર્યું છે, જેથી તું ઊલટું માને છે. નહિ તો સંત કહે છે કે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ ત્રણે પ્રણવથી ઉત્પન્ન થયા છે તેથી તે જડ છે, દશ્ય છે અને તું ચૈતન્ય આત્મા છે. ભગવાન તો માયામાં છે. તું પોતાને ત્યાગી માયામાં લીન કેમ થાય છે?

એટલું કહીને હિરણ્યકશિપુએ દૈત્યોને કહ્યું કે—આ પાપીને દૃષ્ટિથી દૂર કરો, અને ગુરુના ગૃહમાં લઇ જાઓ.

કેટલાક દિવસ પછી ફરીથી પ્રહ્‌લાદને બોલાવ્યો અને પૂછ્યું—શું ભણ્યો?

પ્રહ્‌લાદે કહ્યું:—ભણવું, ન ભણવું, સાંભળવું, જોવું, લેવું, દેવું, ખાવું, પીવું, સૂવું, જાગવું, સૂંઘવું, સ્પર્શ કરવો, એ સર્વ વિષ્ણુ છે.

પ્રહ્‌લાદનું વચન સાંભળી તે અતિ ક્રોધવાન થયો અને રાક્ષસોને હુકમ કર્યો કે—આ બાળકનો ઘાત કરો. એને કાળે ઘેર્યો છે. અમારા કુળમાં તે અગ્નિ છે.

રાક્ષસોએ અનેક પ્રકારની શાસના કરી અને ભય દેખાડ્યો; પરંતુ પ્રહ્‌લાદના રોમમાત્રનો બિગાડ ન થયો.

પરાશરે કહ્યું:—હે મૈત્રેય! પ્રહ્‌લાદની માફક તને જ્યારે શાસન થશે ત્યારે તરત તું કહીશ કે હું બ્રહ્મ નથી, જીવ છું. પરંતુ દૈત્યપુત્ર પોતાના નિશ્ચયથી ફર્યો નહિ.

મૈત્રેયે કહ્યું:—એને શો લાભ થયો કે એટલી શાસના સહન કરી? કારણ કે નામરૂપ ભ્રમમાત્ર છે. વસ્તુ સત્ છે. એને દંડ× કેમ ન થાય? પોતાના સ્વરૂપને ત્યાગીને બીજાને પોતાના સ્વરૂપમાં સ્થાપવા એ ભૂલ છે. પણ એની કથા કહો.

પરાશરઃ—હે મૈત્રેય! પુનઃ હિરણ્યકશિપુએ પ્રહ્‌લાદને બોલાવીને કહ્યું: 'હે પુત્ર! નીચ બુદ્ધિ ત્યાગ. વૈરીના રસ્તે ન જા, હજી પણ તારું કંઈ બગડ્યું નથી. તને હું નિર્ભય કરીશ.'

પ્રહ્‌લાદે કહ્યું:—હું તો મૂળે જ નથી. જે છે તે સર્વ ભયઅભયાદિ વિષ્ણુ આત્મા છે.

ત્યારે ક્રોધયુક્ત થઈ તેણે આજ્ઞા કરી કે એને સર્પાદિક પાસે મરાવો. અને જ્યારે સર્પાદિ લાવવામાં આવ્યા, ત્યારે પ્રહ્‌લાદ, સર્પાદિ સહિત સર્વ જગતનું વિષ્ણુ—આત્મારૂપે આ પ્રમાણે ધ્યાન કરવા લાગ્યો:

'જેવી રીતે મારા શરીરમાં મન આદિના પ્રકાશક અવિનાશી

× શિક્ષા.

વિષ્ણુ છે, તેજ પ્રમાણે સર્પાદિમાં પણ છે, તથા બ્રહ્મથી લઇને કીડીપર્યંતનાં શરીરોમાં તે જ વિષ્ણુ આત્મા છે. વિષ્ણુથી પૃથક્ શું છે? સર્પાદિકથી વિષ્ણુ પૃથક્ ક્યાં છે? સર્વ વિષ્ણુ આત્મા છે.”

એ રીતે સર્પાદિકથી પણ પ્રહ્લાદને કશું ન થયું. પછી તેને અગ્નિમાં નાખ્યો, પહાડ ઉપરથી ગબડાવ્યો, સિંહ વ્યાઘ્રની પાસે નાખી જોયો, હિમાલયનાં મહાન ભયંકર સ્થાનોમાં તેને નાખ્યો, વગેરે મૃત્યુનાં અનેક કારણો સામે તેને ધર્યો, પરંતુ પ્રહ્લાદને કંઈ જ ખેદ ન થયો, કારણ કે તે આપસહિત સર્વ વિષ્ણુરૂપે જાણતો હતો. ખેદ તો બીજાથી થાય. (એકત્વમાં ક્યાંથી થાય?)

પુનઃ હિરણ્યકશિપુએ ગુરુને કહ્યું કે—એને સામ, દામ, દંડ, ભેદ વગેરે રાજનીતિથી શિક્ષા કરો. શુક્રાચાર્યે તેમ કર્યું, પરંતુ પ્રહ્લાદનો નિશ્ચય ફર્યો નહિ એટલું જ નહિ પણ તે ઊલટો દૃઢ થયો.

એક સમય અધ્યયનશાળાથી શુક્ર કોઈ કામે બહાર ગયા હતા, તે વખતે અવકાશ લઇને બાળકોને પ્રહ્લાદ કહેવા લાગ્યો કે—રાક્ષસ-પુત્રો! સર્વરૂપ વ્યાપક વિષ્ણુ આત્મા જ છે. તમે કે હું છે જ નહિ. તે વિષ્ણુનું ભજન કરો. જો પૂછતા હો કે ભજન શું? તો આપ-સહિત સર્વને વિષ્ણુ—આત્મા જાણવા એ જ પરમ ભજન છે.

બાળકોએ કહ્યું:—હે પ્રહ્લાદ! આ સમય તો રમવાનો છે, ભજનનો નથી. પ્રહ્લાદે કહ્યું:—‘હે દૈત્યપુત્રો! મનુષ્યજન્મ દુર્લભ છે. વારંવાર તે પ્રાપ્ત થતો નથી. શબ્દ, સ્પર્શ રૂપ, રસ, ગંધ તથા વિષય અને વિષયોના ગ્રહણ કરવાવાળી શ્રોત્રાદિ ઇન્દ્રિયો સર્વ યોનિમાં પ્રાપ્ત છે. વિષયજન્ય ઇંદ્રિયસંબંધી સુખ બ્રહ્માથી માંડી કીડીપર્યંત સર્વને છે. એ સુખ છે તે વૈષયિક સુખ છે અને તે સર્વ યોનિમાં પ્રાપ્ત છે, કોઇમાં અપ્રાપ્ત નથી. તેથી તેને માટે યત્ન કરવો નિષ્ફળ છે. હે દૈત્યપુત્રો! શત વર્ષનું પુરુષનું આયુષ્ય હોય છે, તેમાંથી અર્ધ આયુષ્ય સૂવામાં જાય છે અર્થાત્ ૫૦ વર્ષ તો રાત્રિમાં કપાઈ જાય છે. શેષ ૫૦ રહ્યાં. તેમાંથી બાર વર્ષ રમતમાં જાય છે, બારથી સોળ વૃદ્ધ અવસ્થામાં જાય છે અને શેષ રહેલાં પચીસ વર્ષમાં પારલૌકિક સાધના, વિદ્યોપાર્જન, દેશોન્નતિનો પ્રયત્ન, દેશાટન, ભોગ-

વિલાસ વગેરે થાય છે. ભજન એ જ પચીશ વર્ષમાં થઈ શકે છે. આધ્યાત્મિક રોગોનું* જોર પણ તે જ અવસ્થામાં હોય છે. પરંતુ શરીર ક્ષણભંગુર છે. વીજળીના ચમકારાની માફક ક્ષણમાં નષ્ટ થઈ જાય છે. કદી શરીર જન્મે છે, કદી મરે છે, કદી બાળક, યૌવન, વૃદ્ધ અવસ્થા આવે છે. કદી જાગ્રત્, કદી સ્વપ્ન, સુષુપ્તિ, ક્વચિત્ મૂર્છા, સમાધિ, કોઈ વાર હસવું, રોવું, હર્ષ, શોક, કોઈ વાર સુખ, દુઃખ, કદી ક્ષુધા, તૃષા, હાનિ, લાભ વગેરે સુખદુઃખવાળી અવસ્થાઓ આવે છે; હજારો સુખની અવસ્થાઓ આવે છે. દુઃખની પણ આવે છે. પરંતુ તે સર્વ આ શરીરરૂપ સંઘાતની અવસ્થાઓ હોય છે.

'વળી બાલ્યકાળ અત્યંત જડરૂપી છે. તેમાં શુભાશુભનું કંઈ જ્ઞાન હોતું નથી. એ અવસ્થાનાં અનેક દુઃખો શાસ્ત્રમાં વર્ણવેલાં છે. તે જ પ્રમાણે યૌવન અવસ્થામાં અનેક કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકારાદિ વિકાર દુઃખદાયક, શાસ્ત્રમાં વર્ણન કરેલાં છે. તે જ પ્રમાણે વૃદ્ધાવસ્થામાં અંગક્ષીણતાદિ દોષનિરૂપણ કરેલા છે. તેથી હે દૈત્યપુત્રો! જે ભજન, દાન, તપાદિક નથી કરતા, તેને અવસર ચૂક્યે મૃત્યુના કાળમાં પશ્ચાત્તાપ જ થાય છે.

'(જીવ) માતાના ગર્ભમાં જઠરાગ્નિ આદિ નિમિત્તથી મહાન દુઃખને પામે છે. માથું નીચું અને પગ ઉપર રાખી ઊંધે માથે લટકે છે. મળમૂત્રના કુંડમાં પડ્યો રહે છે, પછી બહુ દુઃખી થવાથી ગર્ભથી છૂટવાને માટે ભ્રમથી પોતાના ચૈતન્યસ્વરૂપથી ભિન્ન પરમેશ્વરની કલ્પના કરીને પ્રાર્થના કરે છે કે, હે સચ્ચિદાનંદસ્વરૂપ પરમાત્મા! પૂર્વે અનેક મળમૂત્રરૂપ દેહોમાં મેં દેહાભિમાન કરેલું છે. તે દેહાભિમાનના ફળરૂપ આ ગર્ભવાસ છે. જો હું દેહાભિમાન ન કરત તો દુઃખરૂપ આ ગર્ભવાસ ન પામત. આ ગર્ભવાસથી મને મુક્ત કરો.

'તેથી સર્વ દુઃખોનું કારણ દેહાભિમાન જ છે, અન્ય નથી. દેહાભિમાની ઢેડનો પણ બાપ છે. માટે હે બાળકો! તમારે કદી દેહાભિમાન કરવું નહિ. પરંતુ આપસહિત સર્વ જગતને વિષ્ણુરૂપ આત્મા જાણો, જેથી જન્મમરણરૂપ બંધનથી છૂટો. દેહાભિમાનનો ત્યાગ કર્યો

* વિકારો.

વિના અન્ય તપાદિ સાધનોથી બંધનરૂપ સંસારબંધનથી નહિ છુટાય.

'આ દુર્લભ મનુષ્ય શરીરમાં શિશ્નોદરપરાયણ રહીને જો પોતાના મૂળ સ્વરૂપ આત્માને નહિ જાણો તો અનંત કુક્કુર,× શુકરની+ દુઃખમય યોનિઓને પ્રાપ્ત થશો, અને મનુષ્યજન્મની પ્રાપ્તિ નિષ્ફળ થશે. કોઈ પુણ્યવશાત્ અકસ્માત્ ચિંતામણિ કોઇના હાથ આવે અને તેના વડે કોઈ પ્રયોજન સિદ્ધ કર્યાં વિના તેને ગુમાવી દે તો તે અત્યંત નાલાયકીનું કામ છે. માટે મનુષ્યદેહ પ્રાપ્ત કરીને વિચાર કરવો એ કર્તવ્ય છે. હું કોણ છું, આ દેહાદિક પ્રપંચ શું છે, હું ક્યાંથી આવ્યો છું, ક્યાં જવાનો છું, એ રીતે જો પોતાના સ્વરૂપને ન જાણ્યું તો પછી મનુષ્યદેહ પ્રાપ્ત થવાથી શો લાભ થયો?

'હે બાળકો! અત્યંત મળમૂત્રરૂપ અપવિત્ર આ શરીરનો અહંકાર છે, તેનો ત્યાગ કરી એક આત્મા વિષ્ણુને પવિત્ર જાણો. અંતર અને બહાર એ આત્મા જ છે. એ આત્માનો પિતા નથી કે માતા નથી. તેનો ભાઈ નથી કે પુત્ર નથી. તેનો કોઈ વર્ણ નથી કે આશ્રમ નથી કે નથી તેની બાળકાદિ અવસ્થા. એ સર્વ શરીરના ધર્મ છે, આત્માના નહિ. આત્મા નિત્ય, નિર્લેપ, પ્રકાશરૂપ છે. ઉપાધિયુક્ત સર્વ વિષ્ણુ આત્મા છે. (ઉપાધિરહિત તે નિર્વિકાર શુદ્ધ છે.) જેમ નિદ્રારૂપ અવિદ્યાઉપાધિ વિના સ્વપ્નદ્રષ્ટા નિર્વિકાર શુદ્ધ છે. ઉપાધિસહિત સર્વ સ્વપ્નપ્રપંચરૂપ પણ સ્વપ્નદ્રષ્ટા જ છે. શરીરાદિકના અભિમાનનો પ્રબંધ હોવાથી તે પ્રત્યક્ષ ભાસતો નથી. જેમ શુદ્ધ સ્ફટિકમાં કોઈ રીતનો રંગ હોતો નથી પરંતુ લાલ પુષ્પાદિકના યોગથી તે લાલ દેખાય છે, બાકી વાસ્તવમાં તે શુદ્ધ છે; તે જ પ્રમાણે આત્મામાં દશ્યમાન નામરૂપ પ્રપંચ વાસ્તવમાં છે જ નહિ. બુદ્ધિ આદિ ઉપાધિના સંબંધથી જ તે આત્મામાં પ્રતીત થાય છે. જે આ નામરૂપ ભ્રમ, પ્રપંચમાં સત્યત્વની પ્રતીતિ કરે છે, તે જન્મમરણના બંધનમાં પડે છે. માટે હે બાળકો! તમને એ જ યોગ્ય છે કે હમણાંથી જ નારાયણપરાયણ થઈ જાઓ, અને આશા છોડી મનને આશારહિત કરો.

---

× કૂતરાં. + ભૂંડ.

'અસ્તિ ભાતિ પ્રિયરૂપ નારાયણઆત્માથી જે પૃથક્ છે તેને મૃગતૃષ્ણાના જળ જેવું જાણો. આત્માને સર્વ અવસ્થાથી ન્યારો સાક્ષીરૂપ જાણો. જ્યારે આ નિશ્ચયને દૃઢતાથી ધારણ કરશો, ત્યારે અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ એ ત્રણ તાપથી છૂટશો. કારણ કે એ સર્વ ઉપાધિ શરીરની છે. જ્યાં શરીરનું અભિમાન છૂટે છે તો એ સર્વ ઉપાધિઓથી તે મુક્ત થાય છે. માટે દ્વૈતનો વિચારમાત્ર ત્યજો. જે કંઈ જુઓ, સાંભળો, સૂંઘો, સ્પર્શ કરો, રસ લો, તેમ જ લેવું, દેવું, ગ્રહણ ત્યાગ વગેરે વ્યવહાર કરો, તે સર્વ વિષ્ણુઆત્મા જાણો. બીજું કોઈ છે જ નહિ. જેમ સર્વ સ્વપ્નના વ્યવહાર સ્વપ્નદ્રષ્ટા આત્મરૂપ છે. જેણે બુદ્ધિઆદિના સાક્ષીસ્વરૂપ પોતાના આત્માને બ્રહ્મરૂપ સમ્યક્ જાણ્યો, (જેમ ઘટાકાશ પોતાને મહાકાશ જાણે) તે આ ભ્રમરૂપ સંસારમાં આવાગમનને* પ્રાપ્ત થતો નથી.'

પરાશર બોલ્યા:—હે મૈત્રેય! તે જ વખતે શુક્રાચાર્ય આવ્યા અને જોયું તો સર્વ બાળકો અધ્યયનશાળામાં એ જ ભજન કરી રહ્યા હતા કે, 'આ સર્વ નામરૂપ વિષ્ણુ આત્મા જ છે. અમે પણ સર્વવ્યાપી વિષ્ણુ આત્મા છીએ. વિષ્ણુઆત્મારૂપ અમારાથી અહંત્વં-રૂપ જગત ભિન્ન નથી. વિષ્ણુરૂપ અમારા આત્માનો આ નામરૂપ પ્રપંચ પ્રકાશ (મણિની પ્રભા જેવો) છે.

હે મૈત્રેય! બાળકોની આ અવસ્થા જોઇને શુક્રાચાર્યે પ્રહ્‌લાદની શાળામાં જે વૃત્તાંત હતો તે હિરણ્યકશિપુને કહી સંભળાવ્યો, પરંતુ હિરણ્યકશિપુને જાતે લાવીને બતાવ્યો નહિ (પોતાની નિર્દોષતા બતાવવા).

પાઠશાળામાં પ્રહ્‌લાદની અવસ્થા જોઇને અત્યંત ક્રોધયુક્ત થઈ હિરણ્યકશિપુએ રસોઇયાઓને હુકમ કર્યો કે પ્રહ્‌લાદને ભોજનમાં ઝેર આપવું અને તેનો નાશ કરવો. તે હુકમ પ્રમાણે રસોઇયાઓએ કાર્ય કર્યું અને પ્રહ્‌લાદને બોલાવીને ભોજન આપ્યું. પ્રહ્‌લાદ તો એ જ ભજન કરતો હતો કે ભોજન પણ વિષ્ણુ જ છે. ભોજન બનાવનાર પણ સર્વવ્યાપી વિષ્ણુ છે, વિષ પણ વિષ્ણુ છે, અમૃત પણ વિષ્ણુ

* જન્મવું, મરવું.

છે; હું પણ વિષ્ણુ છું તથા હિરણ્યકશિપુ પણ વિષ્ણુ છે. તાત્પર્ય કે સર્વ નામરૂપ પ્રપંચ વિષ્ણુઆત્મા છે, અન્ય દ્વૈત નથી.

હે મૈત્રેય! તેથી વિષ ઊલટું અમૃતરૂપ થઈ ગયું અને વિષની તેને કશી અસર ન થઈ. કારણ સર્વ જગત મનોમાત્ર છે. જેવી મનમાં દઢ ભાવના કરે છે તેવી ભાવનાનુસાર પ્રત્યક્ષ થાય છે. અન્ય કોઈ બાહ્ય પ્રપંચ છે જ નહિ. મનમાં સ્વપ્નવત્ જ પ્રપંચ છે. હે મૈત્રેય! ભૃંગી કીડો (ભ્રમરી) અન્ય વિજાતીય કીડાને નિરંતર દઢ ભાવનાથી પોતાના રૂપ કરી દે છે; તો આ તો નામરૂપ પ્રપંચ અગાઉથી જ (સ્વરૂપે જ) અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ વ્યાપક વિષ્ણુસ્વરૂપ આત્મા છે. કેવળ મનના ભ્રમથી જ વિપર્યય* કલ્પના હતી. જે મને નિજસ્વરૂપમાં વિપરીત ભાવના કરી હતી, તે જ મન જો સર્વ નામરૂપ જગતમાં સાંગોપાંગ નિજસ્વરૂપ વિષ્ણુઆત્માની ભાવના કરે, તો નામરૂપ પ્રપંચ વિષ્ણુઆત્માનું સ્વરૂપ કેમ ન જણાય? અવશ્ય જણાય? હે મૈત્રેય! ઉપાસનારૂપ ભક્તિ પણ એ જ છે કે આપસહિત સર્વ નામરૂપ પ્રપંચને ઉપાસ્યરૂપ જાણવો. તેથી જ શાંતિ પ્રકટે છે, રાગદ્વેષ મટી જાય છે, દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

હે મૈત્રેય! પ્રહ્‌લાદને વિષથી દુઃખ ન થયું કારણ કે વિષ તથા પોતાના સહિત સર્વને પ્રહ્‌લાદ વિષ્ણુરૂપ જાણતો હતો. અને વિષ્ણુ પોતાને તો પોતે દુઃખ ન જ આપે; જેમ પોતાના શરીરને કોઈ દુઃખ આપતું નથી તેમ. માટે હે મૈત્રેય! તું પણ વિચાર કરી દઢ નિશ્ચય કર કે સર્વ નામરૂપ પ્રપંચ, અસ્તિ, ભાતિ પ્રિયરૂપ હું આત્મા છું. અથવા સર્વ નામરૂપ પ્રપંચથી હું અસંગ, નિર્વિકાર, નિર્વિકલ્પ, સચ્ચિદાનંદ સાક્ષી આત્મા, સ્વમહિમામાં સ્થિત છું, અસત્, જડ, દુઃખરૂપ આ દેહાદિ પ્રપંચ હું નથી.

ધન્ય છે તે દૈત્યપુત્રને કે જે એવી અવસ્થામાં પણ પોતાના નિશ્ચયથી ચલાયમાન ન થયો અને મનવચનશરીરથી પોતાના સ્વરૂપમાં જ સ્થિત રહ્યો. તને જો વિષ આપે તો તું તો તત્કાળ કહે કે હું બ્રહ્મ નથી પણ જીવ છું.

---

* અવળી, ઊંધી.

મૈત્રેયે કહ્યું:—હે ગુરો! ભૂત, ભવિષ્ય, વર્તમાન ત્રણે કાળમાં સર્વ નામરૂપ જગત હું જ છું તો જીવ પણ હું જ છું, પ્રહ્લાદ પણ ક્યાં છે? આપની બુદ્ધિમાં ભેદ પડ્યો છે કે શું કે આપ પ્રહ્લાદથી મને જુદો સમજો છો?

પરાશરે કહ્યું:—હે પાખંડી! પ્રહ્લાદસમાન તારું મન શુદ્ધ નથી. તું પાપીનું દર્શન કરવાયોગ્ય નથી, તેથી પાપ છે.

મૈત્રેય:—સત્ય છે. એથી વિશેષ પાખંડ કયું છે કે હું ચૈતન્ય-માયા વડે સર્વ નામરૂપ પ્રપંચને ઉત્પન્ન કરી તેનું પાલન અને સંહાર કરતો છતો સ્વરૂપથી કંઈ પણ ઉત્પન્નાદિ કરતો નથી? સર્વનો ભોક્તા છતાં અભોક્તા છું. નિજસ્વરૂપથી મનવાણીનો અવિષય છતાં માયા વડે મનવાણીના વિષયરૂપ પણ હું જ છું. શરીરદૃષ્ટિથી ચાલતો છતાં સ્વરૂપદૃષ્ટિથી અચળ છું. કર્તા છતાં અકર્તા છું. સર્વ મનવાણી શરીરાદિક દૃશ્યની ચેષ્ટાઓ કરતો છતાં પણ હું અક્રિય, અસંગ સાક્ષી છું. જેમ સ્વપ્નદ્રષ્ટા, સ્વપ્નદૃશ્યની ચેષ્ટાઓ કરતો છતાં અસંગ અને અક્રિય છે. વળી એક બીજું પણ મારું પાખંડ છે. છું તો હું પોતે જ અને તો પણ મારાથી ભિન્ન તત્પદ,× ત્વંપદ અને બ્રહ્મને કલ્પું છું તથા અસત્, જડ, દુઃખરૂપ દૃશ્યને પોતાની સત્તાસ્ફૂર્તિ વડે, ઊલટું સચ્ચિદાનંદરૂપ કરી બતાવું છું. જેમ પારસમણિ લોહને સુવર્ણ કરી બતાવે છે, તથા ઐન્દ્રજાલિક (જાદુગર) માયિક પદાર્થોને સત્ય કરી બતાવે છે. હું ચૈતન્ય આત્મા દેશ, કાળ, વસ્તુભેદથી રહિત છતાં, દેશ, કાળ તથા વસ્તુભેદવાન (સ્વમાયાવડે) હું જ છું, એ જ હું ચૈતન્યનું મહાન પાખંડ છું, હું ચૈતન્ય (અવાઙ્મનસગોચર) સ્વપ્રકાશ હોવાથી મનઇન્દ્રિયોના દર્શન માટે અયોગ્ય છું. તેમજ સર્વ દર્શન પણ મારું જ છે. જે પુરુષ હું ચૈતન્યઆત્માને સમ્યક્ બ્રહ્મરૂપ નથી જાણતો તેને ભ્રમમાત્ર, ચોરાશી લક્ષ યોનિમાં જન્મમરણરૂપ પાપ થાય છે. માટે હે પરાશરજી! મને જે આપે પાખંડી, દર્શનને અયોગ્ય અને પાપી કહ્યો છે તે પૂર્વોક્ત રીતે ઠીક જ કહ્યો છે.

પરાશરે કહ્યું:—હે મૈત્રેય! કથા સાંભળ. હિરણ્યકશિપુએ શુક્રા-

× પરમેશ્વરનું પદ.

ચાર્યને બોલાવીને કહ્યું કે, 'આ બાળકનો કોઈ પણ ઉપાયથી નાશ કરો. ઢીલ ન કરો.' ત્યારે શુક્રાચાર્યે પ્રહ્લાદને કહ્યું: 'હે પુત્ર! તારો પિતા ત્રિલોકીનો પ્રકટ રાજા છે. બીજાનું તારે શું કામ છે? પિતાનું શરણ લે અને શત્રુની મિત્રતાનો ત્યાગ કર. નહિ તો તારો નાશ થશે. પરમગુરુ પિતા છે, તેની આજ્ઞાનો ભંગ ન કર.'

હે મૈત્રેય! તું પણ મારાથી ભય પામ. કારણ કે શુક્રાચાર્ય તો એક શક્તિવાળા હતા, અને હું હજાર શક્તિવાળો છું. શુક્રાચાર્યે તો મારી પાસેથી ઉપદેશ લીધો હતો!

મૈત્રેયે કહ્યું:—હું ચૈતન્ય આત્માના ભયથી, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વાયુ, યમ, સમુદ્ર, નદીઓ, બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિક સર્વ દૃશ્ય, ભયમાન થાય છે. મને ભય પમાડે એવી કોની શક્તિ છે? હું ચૈતન્ય વિના સર્વ નામરૂપ દૃશ્યની સિદ્ધિ જ નથી તો તે ભય ક્યાંથી આપશે? ચિત્રની મૂર્તિઓ ચિતારાને ભય કેવી રીતે આપશે? અનેક પ્રકારની પૂતળીઓ તેના ચાલકને કેમ ભય આપી શકે? કદી ન આપી શકે.

અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું સર્વ નામરૂપ દૃશ્યનો દ્રષ્ટા-આત્મા પોતાના આત્માને દૃશ્યભય શી રીતે આપે?

હે પરાશર! શુક્રાચાર્ય જે વાત પ્રહ્લાદને કહેતા હતા તે પણ આપે શુક્રાચાર્યને ઉપદેશ આપ્યો હશે.

પરાશર બોલ્યાઃ—હે મૈત્રેય! હું શુક્રાચાર્યને નિર્વાણપદનો* ઉપદેશ કરતો હતો, પરંતુ કામનાને વશ હોવાને લીધે તેના હૃદયમાં નિર્વાણ ઉપદેશનો પ્રવેશ ન થયો. ઊલટો એ કહેવા લાગ્યો, "મને એવી વિદ્યા શીખવો જેનાથી હું કોઈ મૂએલાંને જીવતાં કરું, કોઇને કાળવશ કરું અને મારી સંસારમાં પ્રતિષ્ઠા થાય." આ પ્રકારની વિદ્યાનો અભ્યાસ શુક્રાચાર્યે કર્યો તેમાં મારો દોષ નથી. તેની કામનાનો જ દોષ છે.

હે મૈત્રેય! તું ગુરુનો ભય રાખ.

* જીવનું પદ, મોક્ષપદ.

મૈત્રેયે કહ્યું:—મારામાં મરવું, જીવવું બંને નથી; હું શા માટે ભય રાખું? પરંતુ પ્રહ્લાદની કથા કહો.

પ્રહ્લાદે કહ્યું:—હે મૈત્રેય! હે ગુરુ! અમારી જાતિ સૃષ્ટિથી નીચી છે અને તમે ઉચ્ચ પદની વાત કરો છો તેથી તમારો ઉપદેશ મારા મનમાં ઠસતો નથી. જે જે દશ્યમાન છે, ઉત્પત્તિમાન છે, વિકારવાન છે તથા કાર્યરૂપ છે તે ઘટવત્ નશ્યમાન (નાશ પામવાના સ્વભાવવાળું) છે અને આત્માવિષ્ણુ એ પદોથી રહિત છે, તેથી સત્ છે. હે મહામુનિ! જે ગુરુ ઉપદેશ કરીને સત્ આત્માની પ્રાપ્તિ કરાવી શકે છે તે જ પરમ ગુરુ છે; તે જ પિતા, માતા, ભ્રાતા, સુહૃદ્ છે. જો પિતા પક્ષપાતરહિત થઇને સત્ વસ્તુનો ઉપદેશ કરે તો એ જ પરમ ગુરુ છે. જો એમ ન કરે તો તે પિતા પરમ ગુરુ નથી, પરંતુ શાસ્ત્રરીતિઅનુસાર પિતામાત્ર છે. તેનું પણ મન, વાણી અને શરીરથી યથાયોગ્ય પૂજન કરવું, એ ધર્મ છે. પરંતુ લૌકિક પિતા બહુ કૃપા કરે તો શરીર–ઇન્દ્રિયોનું પાલન કરશે; કંઈ પરમ પુરુષાર્થ મોક્ષ નહિ આપી શકે. તેથી તમારી બુદ્ધિમાં ભેદ પડ્યો છે કે અજ્ઞાની પિતાને પરમ ગુરુસમાન કહો છો. કહો, પિતા મૃત્યુથી છોડાવી શકે છે? કદાપિ નહિ. અને પરમ વિદ્વાન ગુરુરૂપ પિતા મૃત્યુથી નિઃસંશય છોડાવે છે. હે શુક્ર! પિતાનું નિરંતર ધ્યાન કરવું એવું વેદમાં કોઈ જગાએ લખ્યું નથી, પરંતુ સચ્ચિદાનંદ-સ્વરૂપ હરિનું ધ્યાન કરવાનું વેદમાં લખ્યું છે, અને તે યોગ્ય છે. જે પરમાર્થને જાણે છે તે સત્ય ઉપદેશ જ કરે છે; અસત્ય નહિ.

શુક્રે કહ્યું કે, 'ગોવિંદના ભજન વડે તું શું ઇચ્છે છે? જે તારી ઇચ્છા હોય તે તારો પિતા પણ આપી શકે છે.'

પ્રહ્લાદે કહ્યું:—તમને મારા અંતઃકરણની ખબર જ નથી. ધ્યાનભજનનું એ જ પ્રયોજન છે કે પોતાના મૂળને પાસું. જ્યાં મૂળની પ્રાપ્તિ થઇ એટલે બંધનથી છુટાયું. સમપદ ભજનથી જ મળે છે. અને "આપસહિત સર્વ નારાયણ છે," એ જ ભજન છે.

શુક્રે કહ્યું:—ત્વંપદ તથા તત્પદના લક્ષ્યરૂપ જે સચ્ચિદાનંદ, મન, બુદ્ધિ આદિ સર્વ આ દશ્ય સંઘાતના સાક્ષી, દ્રષ્ટા, નિજાત્મ-

સ્વરૂપનો પિતાએ તને પૂર્વે ઉપદેશ કર્યો છે, તે કેમ નથી માનતો?

પ્રહ્‌લાદે કહ્યું:—પિતા દેહને જ આત્મારૂપ કરીને જ્યારે ત્યારે ઉપદેશ કરે છે. તાત્પર્ય કે શ્રુતિના તાત્પર્યને જાણ્યા વિના અન્નમય કોશને જ તે આત્મા કહે છે. શ્રુતિએ તો અરુંધતીના દૃષ્ટાંત વડે અન્નમયથી આગળ પ્રાણ, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય કોશોને આત્મરૂપ કથન કર્યાં છે, તેથી અન્નમયાદિક પંચકોશરૂપ આત્મા છે, એવું શ્રુતિનું તાત્પર્ય નથી. જો એ શ્રુતિનું તાત્પર્ય હોય તો તે તો યત્ન વિના સર્વને પ્રાપ્ત છે. તો પરમપુરુષાર્થનો પ્રયત્ન નિષ્ફળ છે. માટે સત્ત્વાદિ ગુણોના કાર્યરૂપ જે જાગ્રતાદિ અવસ્થા સહિત ત્રણ શરીરરૂપી પંચકોશ છે તે સંપૂર્ણ કાર્યકારણરૂપ પ્રપંચ મનવાણીને ગોચર છે; તેથી તે મિથ્યા છે, માટે હે અધિકારીજનો! તમારો આત્મા અવાઙ્મનસગોચર, સર્વાધિષ્ઠાન, જગદ્‌વિધ્વંસક, પ્રકાશક, અવેદ્યત્વ, સદા અપરોક્ષ સાક્ષી, સચ્ચિદાનંદ, વિશુદ્ધાનંદ છે તેને તમારું સ્વરૂપ જાણો. મનવાણીગોચરને પોતાનું સ્વરૂપ ન જાણો, એ જ શ્રુતિનું રહસ્ય છે.

પુનઃ શુક્રે કહ્યું:—હે પ્રહ્‌લાદ! હજી માન, નહિ તો તત્કાળ જ તને બાળીને ભસ્મ કરીશ.

પ્રહ્‌લાદે કહ્યું:—કોઈ કોઈને જિવાડતું નથી, કોઈ કોઈને મારતું નથી. રક્ષા કરનાર સર્વનો એક આત્મા વિષ્ણુ છે. જેમ સ્વપ્નદ્રષ્ટા જ સર્વ સ્વપ્નપદાર્થોની રક્ષા કે નાશ કરે છે, અન્ય જાગ્રત પુરુષ પણ તેની રક્ષા કે નાશ કરી શકતા નથી; તેમજ સ્વપ્નપદાર્થ પણ પોતપોતાના રક્ષક થઈ શકતા નથી.

પછી શુક્રે ક્રુદ્ધ થઈને મુખથી અગ્નિ કાઢ્યો અને પ્રહ્‌લાદ ભય પામીને વિષ્ણુને શરણ થઈ પ્રાર્થના કરવા લાગ્યો: 'હે અનંત-વિષ્ણુ! આ બ્રાહ્મણથી મારી રક્ષા કરો.' પુનઃ કહ્યું: 'હું ઊલટું જ સમજ્યો છું. જો સર્વ નામરૂપ જગત એક વિષ્ણુ આત્મા છે, તો શુક્ર, અગ્નિ અને પ્રહ્‌લાદ ક્યાં છે કે જેનાથી ભય પામું?' ત્યારે તે અગ્નિ ઊલટો શુક્રને જ બાળવા લાગ્યો. શુક્ર ભયભીત થઈ મનમાં જ પ્રહ્‌લાદને શરણ થયો અને કહ્યું: 'હે યજમાન પ્રહ્‌લાદ! હું તારો

પુરોહિત છું. આ મારો અપરાધ ક્ષમા કર. હું તારે શરણ છું.'

'હે મૈત્રેય! પહેલાં તો શુક્ર ક્રોધવાન હતા, પરંતુ જ્યાં પ્રાણની અંતનોબત વાગી, એટલે પ્રહ્લાદની સ્તુતિ કરવા લાગ્યા. પરંતુ પ્રહ્લાદ બંને અવસ્થામાં સમાન રહ્યો. વિષમ ગતિને પ્રાપ્ત ન થયો.

હે મૈત્રેય! તું પણ સમપદમાં સ્થિત થા, જેથી સર્વ અવસ્થામાં સમ રહે.

મૈત્રેયે કહ્યું:—હું મૂળને શી રીતે પહોંચું?

પરાશર બોલ્યા:—તું જાતે જ મૂળરૂપ છે. મૂળરૂપને કેમ પહોંચે? પહોંચવું તો ક્રિયા વડે બને છે. તું અક્રિય છે. મૂળનું તારે શું પ્રયોજન છે? જે નારાયણવ્યતિરેક× જાણીને કર્મ કરે છે, તે બંધનનું કારણ છે. નિષ્કર્તવ્યમાં કર્તવ્યની ભ્રાંતિનો જ્યાં સુધી ત્યાગ નહિ કરે, ત્યાં સુધી મૂળને પામવું કઠિન છે.

મૈત્રેય:—ભક્તિનું સ્વરૂપ કહો.

પરાશર:—હું પંડિત નથી કે તને કથા સંભળાવું.

મૈત્રેય:—પંડિત નહિ ત્યારે મૂર્ખ હશો?

પરાશર:—બન્નેમાંથી એક પણ નહિ.

મૈત્રેય:—બન્ને નહિ તો કોણ છો?

પરાશર:—હું તે છું કે જેથી પંડિત, અપંડિતાદિ શબ્દ અને તે શબ્દોના અર્થ સિદ્ધ થાય છે. મને સિદ્ધ કરનાર કોઈ નથી, હું સ્વતઃસિદ્ધ છું.

મૈત્રેય:—હું તમારો આદિ અંત કશું જાણતો નથી.

પરાશર:—હું અનંત ચૈતન્ય આત્માનો આદિઅંત, ચારે વેદ તથા બ્રહ્મા, વિષ્ણુ અને શિવાદિક પણ નથી જાણતા, તો તારી શી શક્તિ છે કે તું જાણે? કારણ કે સર્વથી આદિ હું ચૈતન્ય છું. હું ચૈતન્યથી જ વેદાદિક ઉત્પન્ન થયા છે, તે શું જાણે? પુત્ર પિતાની સ્થિતિનો જ્ઞાતા થઈ શકતો નથી.

મૈત્રેય:—મને સંન્યાસી કરો.

પરાશર:—હમણાં તો તારું જ્ઞાનનું પ્રતિબંધક દેહનું અભિમાન

---

× પરમાત્મભાવ વિનાનો.

રાઈના દાણા જેટલું કિંચિતમાત્ર છે. જો તું સંન્યાસી થઈશ તો તારું દેહઅભિમાન સુમેરુથી પણ અધિક થઈ જશે. તેથી તને જ્ઞાન થવું દુર્લભ થશે. જે સંતો નિરપેક્ષ× છે, વૈરાગ્યપૂર્વક આત્મદર્શી છે, અદંડી સંન્યાસી છે, મનનો જે દંડથી નિગ્રહ થાય છે તે દંડ સંયુક્ત છે, તથા સર્વ દૈવીગુણસંપન્ન છે, તે પુરુષોના તેમ જ ગૃહસ્થાશ્રમમાં કોઈ પુણ્યપ્રતાપથી ધર્મપૂર્વક જેને આત્મજ્ઞાન થયેલું છે તેવા સજ્જન પુરુષના ગુહ્ય ઉત્તમ ગુણોને પ્રાપ્ત કર્યાં વિના તું કેવળ સંન્યાસગ્રહણથી જ તેમનો તિરસ્કાર કરીશ અને તેથી કરીને તું પરમ દુઃખ પામીશ. દેહાભિમાનરૂપ બિલાડીને કાઢવા માટે સંન્યાસ છે. તેને બદલે મહાન દેહાભિમાનરૂપ સિંહને ઘુસાડી દેવો એ અત્યંત મૂર્ખતા છે. જેમ કોઈ મૂડીની વૃદ્ધિ માટે કોઈ પ્રકારનો વ્યાપાર કરે અને તેમાં લાભ કરવાને બદલે ઊલટી મૂડીને ખોઈ નાખે તે અવિચારનું ફળ છે, તેના જેવું એ છે. સમ્યક્ વિચારવાન પક્ષપાતરહિત સંન્યાસી કોઈક જ થાય છે. બાકી કેવળ દંડઅભિમાની થવાથી કંઈ સુખ નથી. માટે આ દેહાભિમાનાદિકની નિવૃત્તિને માટે, સ્વસ્વરૂપના સમ્યક્ જ્ઞાનરૂપી દંડને ધારણ કર, ઊલટું અભિમાન વધે તેવું ન કર, પછી જે ઇચ્છા હોય તે કર.

મૈત્રેયઃ—મને અતીત કરો.

પરાશરઃ—હે મૈત્રેય! અતીત (વેગળો) શેનાથી થાય છે? જો સ્ત્રીપુત્રાદિક બાહ્ય કુટુંબી જનોથી અતીત થતો હોય તો તે તો શરીરદૃષ્ટિથી તારાથી અતીત અર્થાત્ ભિન્ન છે અને જે શરીરની અંદર રહેલાં મન, બુદ્ધિ તથા ઇન્દ્રિયાદિ કુટુંબ છે, તેનાથી પણ તું ચૈતન્ય સાક્ષી આત્મા, સ્વતઃ અતીત છે. તાત્પર્ય કે તું ચૈતન્ય સ્વતઃ જ નામરૂપ પ્રપંચથી અતીત છે. કોઈ કર્તવ્ય વડે તારે અતીત થવાનું નથી. આકાશ સર્વે પદાર્થોમાં સ્થિત છતાં સર્વથી નિર્લેપ છે, એ જ આકાશનું અતીતપણું છે. જો અતીતનો અર્થ પૂર્વોક્ત અર્થથી જુદો કરશો તો આકાશના દૃષ્ટાંતમાં તે બેસશે નહિ. કારણ કે પદાર્થ આકાશથી જુદા રહી શકતા નથી; તેમ જ આકાશ પદાર્થો-

× ગરજ વિનાના.

થી જુદું રહી શકતું નથી. તું ચૈતન્યદેવ, સર્વ આકાશાદિ નામરૂપ દશ્ય જડ પદાર્થોનો સિદ્ધ કર્તા અને નિયંતા છતાં અને દશ્યના અંતર બહાર પૂર્ણ છતાં, અસંગ, નિર્વિકાર, નિર્લેપ છે; તેથી તું ચૈતન્ય જ દશ્યથી પરમ અતીત છે. ચૈતન્યવત્ તો આકાશ પણ અતીત નથી. જો તું પોતાને ચૈતન્ય ન માને અને દશ્ય માને તો દશ્ય પણ દશ્યથી અતીત થઈ શકે નહિ. દ્રષ્ટા દશ્યથી અતીત થઈ શકે.

મૈત્રેય:—મને યોગ બતાવો જેથી સિદ્ધ બનું, ઘણો કાળ જીવું અને મૃત્યુ ન થાય.

પરાશર:—યોગ એતું જ નામ જેમાં જીવવું મરવું બંને નથી. બાકી અયોગ છે. મૈત્રેય! તેં અતીત થવાની ઇચ્છા કરી તેથી તું ધન્ય છે, કારણ કે મનુષ્યજન્મ દુર્લભ છે. જે મનુષ્યશરીરમાં ભજન નથી કરતો તે પાછળથી પસ્તાય છે. હું એ જ ઇચ્છું છું કે તું સર્વ દેહાદિકથી અતીત થા. અર્થાત્ પોતાને તેનાથી ભિન્ન જાણ.

મૈત્રેય:—સર્વ કર્મોનો ત્યાગ કરીને અતીત થાઉં, પરંતુ કર્મવડે કર્મોનો ત્યાગ થઈ શકતો નથી. કારણ કે હું ચૈતન્યથી ભિન્ન કર્તા, કર્મ, ક્રિયારૂપ જગત સર્વ કર્મરૂપ છે.

પરાશર:—તેં જે હમણાં ચિંતન કર્યું કે હું સર્વ કર્મોનો ત્યાગ કરું, તે ત્યાગનો પણ ત્યાગ કર. એ જ કર્મ વડે કર્મનો નાશ છે. જેમ લોહને લોહ કાપે છે, મેલને મેલ કાપે છે, તે જ પ્રમાણે કર્મ વડે કર્મ કપાય છે. ચૈતન્યરૂપ અકર્મથી કર્મરૂપ પ્રપંચ કપાતો નથી, ઊલટી અકર્મરૂપ ચૈતન્ય વડે કર્મરૂપ જગતની સિદ્ધિ થાય છે. જે મનવાણીનો વિષય છે તે કર્મ છે. અકર્મ માત્ર ચૈતન્ય આત્મા છે, અન્ય નહિ. ગ્રહણત્યાગાદિ સર્વ કર્મ છે. જો સર્વ ચાહના શમી ગઈ તો પછી શરીર રહ્યું તો પણ શું ને ન રહ્યું તો પણ શું? શરીર અકર્મ થઈ શકતું નથી. તેથી તું કર્મરૂપ શરીરથી ભિન્ન અકર્મરૂપ આત્મા પોતાને જાણ કે જેથી સારી રીતે અતીત થઈ શકે. નહિ તો પછી અતીત (સાધુ) નો કોઈ પાસે ભેખ લઇને અતીત થા. પરંતુ એ પ્રકારે જ્યારે તું અતીત થઇશ ત્યારે અહંકાર તને બાળશે; તો સુખ કેવી રીતે પામીશ?

મૈત્રેય:—હું શું કરું ? તમે એવું કંઈ કહો છો, જેમાં મનવાણીનો પ્રવેશ નથી.

પરાશર:—કર્તવ્યનો ત્યાગ કર અને અતીત થા.

મૈત્રેય:—અતીતના ધર્મ કહો.

પરાશર:—સ્થૂળસૂક્ષ્મ અહંકારથી રહિત રહેવું એ જ અતીતનો ધર્મ છે. એથી અધિક હું કંઈ પંડિત નથી કે તને બતાવું. જ્યારે પુરુષ સ્ત્રીઆદિ સંબંધીઓનો ત્યાગ કરે છે, ત્યારે સૂક્ષ્મ અહંકારમાં બંધાઈને પોતાને ત્યાગી માને છે અને ગોવિંદ ઉપર ઉપકાર કર્યો હોય તેમ માને છે. વળી એવું અભિમાન પણ કરે છે કે જેને હું વર આપું છું તેને તે પ્રમાણે ફળ મળે છે. મને લોકો પરમ તપસ્વી જાણે છે. હું આ દેહનો ત્યાગ કરી ઉત્તમ લોકોને પ્રાપ્ત કરીશ. હે મૈત્રેય ! એવા અતીત થવાની તારી ઇચ્છા હોય તો સારી વાત છે. પરંતુ હું જાણું છું કે તેં સઘળું આયુષ્ય આવી પંડિતાઈ વગેરે દુનિયાનાં કામોમાં જ વિતાવ્યું છે. હે મૈત્રેય ! આવા અતીતોમાં કોઈક જ સમ્યક્ પ્રકારના અતીત હોય છે. ઘણે ભાગે તો અનાત્માહંકારમાં તે બંધાયલા હોય છે અને બંધમોક્ષથી રહિત, નિર્વિકાર આત્માથી દૂર પડ્યા હોય છે. માટે તું આ સર્વ દેહઇંદ્રિયાદિ સંઘાતની ચેષ્ટાઓ થતાં છતાં પણ તને પોતાને નિર્વિકાર, નિર્વિકલ્પ, આત્મા, અતીત જાણ. પુનઃ તે અહંકારના ત્યાગના અભિમાનનો પણ ત્યાગ કર કે જેથી સમ્યક્ અતીત થાય.

મૈત્રેય:—સંસારથી શી રીતે છુટાય ?

પરાશર:—ગોવિંદ ગોવિંદ કરો. સંસાર છે ક્યાં ? સંસારનું તેં નામ સાંભળી રાખ્યું છે. સંસારના સ્વરૂપનો વિચાર કર્યો નથી. વિચાર કર્યો નથી તેથી તને જ સંસાર જણાય છે. વિચાર કર્યા વિના ઘટ દેખાય છે. વિચાર કરે તો કેવળ મૃત્તિકા જ છે. તે જ પ્રમાણે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા જ છે. ઘટપટાદિ સંસાર છે ક્યાં ?

મૈત્રેય:—કર્તવ્ય શું છે ?

પરાશર:—ઘટના કર્તવ્યથી ઘટ મૃત્તિકારૂપ થતો નથી, સ્વતઃ જ મૃત્તિકારૂપ છે. વિચાર વિના ઘટ ભાસે છે. વિચાર વડે મૃત્તિકા ભાસે

છે. તે જ પ્રમાણે સ્વરૂપની પ્રાપ્તિ માટે અને ભ્રમની નિવૃત્તિ માટે વિચાર જ કર્તવ્ય છે. યજ્ઞાદિ અન્ય સાધન તેમાં કામનાં નથી.

મૈત્રેયઃ—જો હું સર્વ ગોવિંદ છે એમ કહું, તો શું તમે પ્રસન્ન થશો ?

પરાશરઃ—કહેવા માત્રથી કશું સિદ્ધ થતું નથી, જ્યાં સુધી સ્વરૂપનો નિશ્ચય ન કરવામાં આવે. અન્ન ખાધા વિના, અન્નનું નામ લેવાથી ભૂખ મટતી નથી. હે મૈત્રેય ! પોતાના સચ્ચિદાનંદસ્વરૂપ આત્માથી પૃથક્ ભગવાન, પરમેશ્વર, નારાયણ, ગોવિંદ, અલ્લા, ખુદા, શિવ, વિષ્ણુ, બ્રહ્મ, ઈશ્વરાદિ, અસત્, જડ, દુઃખરૂપ, ભ્રમમાત્ર છે. માટે પોતાના સચ્ચિદાનંદસ્વરૂપને અહંરૂપે જાણ. ભગવાન એમ જીભથી ન કહે. સંત પણ તે જ છે કે જે 'સર્વનામરૂપ દૃશ્યથી શ્રેષ્ઠ નિજ-સ્વરૂપ આત્માને જાણે છે.' નહિ તો તે અસંત છે.

હે મૈત્રેય ! હવે પ્રહ્લાદચરિત્ર સાંભળ. શુક્રાચાર્ય પોતાનો જીવ બચાવીને નીકળી ગયા છે એવું સાંભળીને હિરણ્યકશિપુએ પુત્રને બોલાવ્યો અને કહ્યું:—તારી પાસે શી શક્તિ છે કે જેના બળથી તું કોઈ ઉપાયથી પણ મરતો નથી ? એ મંત્ર તું ક્યાંથી શીખ્યો ?

પ્રહ્લાદે પિતાનાં ચરણ ચૂમ્યાં અને કહ્યું:—હે પિતા ! હું મંત્ર-તંત્રાદિ કશું જ જાણતો નથી, પરંતુ આપ સહિત સર્વને વિષ્ણુમય જાણું છું. એ જ મારો મંત્ર છે.

હિરણ્યકશિપુઃ—પોતાને છોડીને બીજાના ઉપર નાંખી દેવું એ બુદ્ધિની મંદતા છે. માટે આપસહિત સર્વ આપ જ જાણ જેથી ત્રણ તાપથી છૂટે.

પ્રહ્લાદઃ—સર્વ સંસારનો સાર વિષ્ણુ આત્મા છે. જેણે સારને ગ્રહણ કર્યો છે તેને જૂઠો સંસાર શી રીતે દુઃખ આપી શકશે ?

આ વચન સાંભળીને રાજાએ ઘણો ક્રોધ કર્યો. ત્યાં એક પર્વત પૃથ્વીથી સો યોજન ઊંચો હતો તે પર્વત ઉપરથી એને ફેંકી દો, એવો તેણે હુકમ કર્યો. આજ્ઞા મળવાથી રાક્ષસોએ તે પ્રમાણે કર્યું. પ્રહ્લાદ તો જાણતો હતો કે સર્વવ્યાપક વિષ્ણુ આત્મા જ છે. તે વિચારથી તેને કશો ભય ન થયો. પુનઃ તેને તેથી પણ ઊંચા પર્વત

ઉપરથી નાંખ્યો. પરંતુ કેશવે પોતાના હાથ ઉપર તેને લઈ લીધો. આ દૃઢ ઉપાસનાનું જ ફળ છે.

વિષ્ણુએ પ્રહ્લાદને કહ્યું:—જે તારી ઇચ્છા હોય તે માગ.

પ્રહ્લાદે કહ્યું:—હું એવો સેવક નથી કે સ્વામી પાસે કશું માગું. જો પિતાના નાશની માગણી કરું તો મને લજ્જા છે. કારણ કે સ્થાવરજંગમ સર્વ તમે જ છો. હિરણ્યકશિપુ છે ક્યાં ? એ શરીરમાં હિરણ્યકશિપુરૂપે એ જ કહે છે: વિષ્ણુ ન કહે. અહીં કહે છે: 'સર્વ વિષ્ણુ છે.' માટે એ જ માગું છું કે 'તું વિના અન્ય કશું ન જાણું.' જો એમ કહો કે તારા ઉપર મારા ઉપકાર છે. તારી મેં અનેક ઉપદ્રવોથી રક્ષા કરી છે. તો તે પણ નથી. કારણ કે ઉપકાર, ઉપકાર્ય સર્વ આપ જ છો તો પછી ઉપકાર કોની ઉપર છે ?

વિષ્ણુએ જાણ્યું કે પ્રહ્લાદ ચાહનાથી રહિત છે. પછી આજ્ઞા કરી કે નેત્ર બંધ કર. પ્રહ્લાદે નેત્ર બંધ કર્યાં અને ઉઘાડીને જુએ છે તો પોતે પિતાની પાસે ઊભો છે. હિરણ્યકશિપુ તેને જોઈને આશ્ચર્ય પામ્યો અને ક્રોધથી સામર રાક્ષસને કહ્યું: 'આ બાળક કોઈ ઉપાયથી મરતો નથી અને માયાનું ભજન કરે છે માટે તેનો મંત્રથી અથવા કોઈ પણ ઉપાયથી નાશ કરો.' તેણે હજારો ઉપાય કર્યા અને એમ થયું કે બાળકને મારું; પરંતુ તે મરી શક્યો નહિ. કારણ કે પ્રહ્લાદને દૃઢ નિશ્ચય હતો કે મંત્ર અને મંત્રપઠનકર્તા અને મંત્રથી મારવા યોગ્ય સર્વ વિષ્ણુ જ છે. વિષ્ણુ વિષ્ણુને તો મારે નહિ.

પ્રહ્લાદનો આવો દૃઢ નિશ્ચય જોઇને સુદર્શનચક્રના અભિમાની દેવતાને આજ્ઞા કરી કે, પ્રહ્લાદની સર્વ પ્રકારે રક્ષા કર અને સામરનું શિર કાપી નાંખ. સુદર્શનચક્રે તેમ કર્યું.

આ ચરિત્ર જોઇને રાજાને વિસ્મય થયું અને ચિત્રની મૂર્તિસમાન શૂન્ય બની ગયો. તેણે હુકમ કર્યો કે મારી પાસેથી એને દૂર કરો. સારાંશ મારવાના એવા અનેક ઉપાય કરતાં છતાં પ્રહ્લાદનું રોમમાત્ર પણ ઉખેડાયું નહિ.

પુનઃ રાજાએ તેના કેશ પકડીને તેને ઘણું શાસન કર્યું, તો પણ પ્રહ્લાદ પોતાની પ્રકૃતિથી ચલાયમાન ન થયો. રાજાના હાથમાં એક

